॥ नमश्चंडिकायै. ॥

# ( सप्तशती भाषांतर. )

## * कवच.

मार्कंडेयउवाच ॥ यद्गुह्यं परमं लोके सर्व रक्षाकरं नृणां ॥
॥ यन्न कस्यचिदाख्यातं तन्मे ब्रूहि पितामह ॥ १ ॥

"માર્કંડેય કહેછે,–હે બ્રહ્મદેવ, મનુષ્યનું સર્વરીતે રક્ષણ કરનારૂં કવચ,
જે જગત્માં અતિ ગુપ્ત છે, અને જે કોઇને પણ કહ્યું નથી, તે મને
કહો. ૧ બ્રહ્મા કહેછે,–હે દ્વિજ, સર્વ પ્રાણીમાત્રને ઉપકાર કરનારૂં અત્યંત
ગુપ્ત કલ્યાણકારી દેવીનું કવચ છે; હે મહામુને, તે સાંભળો. ૨ પ્રથમ **શૈલ-
પુત્રી**, બીજું **બ્રહ્મચારિણી**, ત્રીજું **ચંદ્રઘંટા**, ચોથું **કુષ્માંડા**. ૩ પાંચમું
**સ્કંદમાતા**, છઠું **કાત્યાયની**, સાતમું **કાલરાત્રિ**, આઠમું **મહાગૌરી**. ૪ અને
નવમું **સિદ્ધિદા**; એ નવ દુર્ગાઓ કહેવાય છે. એ નામ મહાત્મા બ્રહ્મા-
એજ કહેલાં છે. ૫ જે મનુષ્ય અગ્નિએકરી દગ્ધ થતો હોય કે રણમાં
શત્રુઓની વચ્ચે ઘેરાયો હોય, અથવા જે પુરૂષો કઠિન અવઘડતાવાળી જ-
ગોએ ભયથકી પીડાયલા હોય, તે જો એ દેવીઓને શરણે આવે. ૬ તો રણ-
ના સંકટમાં તેમનું કાંઇ અનિષ્ટ થાય નહિ; તેમને આપદા, શોક, કે દુઃખ-
રહે, એમ હું દેખતો નથી. ૭ જેઓ ભક્તિએ કરી તેનું સ્મરણ કરેછે,
તેમને નિશ્ચય સિદ્ધિ પ્રાપ્ત થાય છે. **ચામુંડાને** શબનું વાહનછે, **વારાહી-**

---

* મૂળ પુરાણમાં શ્રીદેવીમહાત્મ્યના અધ્યાય ૧૩ છે પરંતુ નિરાળા પાઠમાં પ્રારંભે **કવચ**, **અર્ગલા** અને **કીલક** તેમજ સમાપ્તિમાં **પ્રધાન** રહસ્ય, **વૈકૃતી** રહસ્ય, અને **મૂર્તિ** રહસ્ય એ રીતે ૬ અધ્યાય સહિત સમગ્ર ૧૯ અધ્યાય જોવામાં આવે છે તેથી મૂળના ૧૩ અધ્યાય સાથે આ ૬ અધ્યાય પાઠની સાંગોપાંગતાને વાસ્તે કેટલાક સુજ્ઞ પુરૂષોની સૂચનાથી ભાષાંતરમાં દાખલ કીધા છે. એ ૬ અધ્યાયના શ્લોકોમાં કોઈ કોઈ ક્ષેપક મળવાથી પાઠમાંના શ્લોકાંક પણ મળતા નથી આવતા તોપણ ભાષાંતર કરતીવેળા પાંચ સાત પ્રતિઓ મેળવતાં વધારે પ્રતિમાં જે જે શ્લોક મળતા આવ્યા તે તે આમાં લીધા છે.

પ્રારંભના ૩ અધ્યાયનાં નામ **કવચ**, **અર્ગલા**, અને **કીલક** આપેલાં છે એ ઉપરથી એવો અભિપ્રાય સમજાય છે કે–જેમ:–કવચ એટલે બખતર શસ્ત્રઅસ્ત્રથી શરીરનું રક્ષણ કરે છે; અર્ગલા એટલે ભુંગળ જે ગૃહરક્ષણાર્થે બારીબારણે ભીડવામાં આવે છે; અને કીલક એટલે ખુંટો કે જેવડે ગાય ઘોડા વગેરે પશુઓને બાંધી શકાય છે તેમ—આ કવચ અર્ગલા અને કીલક નામના અધ્યાય સપ્તશતી પાઠમાં રહેલી વિવિધ ફળસિદ્ધિયોને જાળવી રાખી પાઠકર્ત્તાની પાસેથી દૂર ખસવા દેતા નથી.

ને પાડાનું વાહન છે. ૮ **ઐંદ્રીને** હાથીનું, **વૈષ્ણવીને** ગરૂડનું, **માહેશ્વરીને** વૃષભનું અને **કૌમારીને** મોરનું વાહન છે. ૯ સર્વ આભૂષણથી અલંકૃત **બ્રાહ્મી** દેવી હંસ ઉપર બેઠેલી છે; વિષ્ણુની પ્રિયા **લક્ષ્મી** દેવી કમળમાં બેઠેલી છે અને હાથમાં કમળ ઝાલેલું છે. ૧૦ એ સર્વ માતાઓ સર્વ પ્રકારના યોગથી યુક્ત, નાના પ્રકારના અલંકારથી સુશોભિત, અને વિવિધ રત્નોથી અલંકૃત છે. ૧૧ તે દેવીઓ રથમાં બેઠેલીઓ અને ક્રોધિકરી આકુળ દેખાય છે. શંખ, ચક્ર, ગદા, શક્તિ, હળ, મુસલ નામે આયુધ, ૧૨ ખેટક, તોમર, ફરસી, પાશ, ભાલો, ત્રિશૂળ, શાર્ઙ્ગ નામે ઉત્તમ આયુધ, ૧૩ એવાં આયુધો દૈત્યોના દેહોનો નાશ કરવાને અને પોતાના ભક્તનું ભય નિવારણ કરવાને તથા દેવતાઓના કલ્યાણને અર્થે ધારણ કરે છે. ૧૪ હે મહાક્રોધસ્વરૂપ, મહા ભયંકર પરાક્રમવાળી, મહા બળવાન, મહા ઉત્સાહવાળી, તથા મોટા ભયને નિવારણ કરવાવાળી દેવિ, તને નમસ્કાર છે. ૧૫ દુઃખેકરીને સામું * જોઇશકાય એવી, તથા શત્રુઓને ભય વધારનારી દેવિ, મારૂં રક્ષણ કર. ઐંદ્રી દેવી પૂર્વ દિશામાં અને અગ્નિકોણમાં અગ્નિદેવતા મારૂં રક્ષણ કરો. ૧૬ હે વારાહિ દેવિ, દક્ષિણમાં મારૂં રક્ષણ કરો. ખડ્ગને ધારણ કરનારી દેવી નૈરૃત્યકોણમાં, **વારૂણી** પશ્ચિમમાં, મૃગના વાહનવાળી વાયવ્ય કોણમાં, ૧૭ **કૌબેરી** ઉત્તરમાં, શૂલ ધારણ કરનારી ઇશાન કોણમાં, ઊંચે **બ્રહ્માણી** અને નીચે વૈષ્ણવી દેવી મારૂં રક્ષણ કરો. ૧૮ એરીતે શબના વાહનવાળી ચામુંડા દેવી દશે દિશાઓમાં મારૂં રક્ષણ કરો. **જયા** દેવી મારી આગળ અને **વિજયા** પછવાડે રક્ષણમાટે રહો. ૧૯ ડાબે પાસે **અજિતા**, અને **અપરાજિતા** જમણેપાસે રહો. **દ્યોતિની** દેવી મારી શિખાનું અને માથામાં રહેલી **ઉમા** દેવી તે જગોનું રક્ષણ કરો. ૨૦ **માલાધરી** લલાટમાં, **યશસ્વિની** બન્ને ભમરોમાં, **ત્રિનેત્રા** બન્ને નેત્રની મધ્યે, **યમઘંટા** બન્ને નાસિકાનું, ૨૧ **શંખિની** બન્ને નેત્રના મધ્યભાગે, **દ્વારવાસિની** બન્ને કાનમાં, **કાલિકાદેવી** બન્ને ગાલમાં, અને **શાંકરીદેવી** કાનનાં મૂળમાં રક્ષણ કરો. ૨૨ **સુગંધાદેવી** નાકમાં, **ચર્ચિકા** ઉપલા ઓઠમાં, **અમૃતકલા** નીચલા ઓઠમાં, **સરસ્વતી** જીભમાં, ૨૩ **કૌમારી** દાંતનું, **ચંડિકા** ગળામાં, **ચિત્રઘંટા** ઘાંટીનું, અને **મહામાયા** તાળવાનું રક્ષણ કરો. ૨૪ **કામાક્ષી** હડપચીનું, **સર્વ**-

* મધ્યાન્હકાળના સૂરજના સામું જોવાની પેઠે.

**મંગલા** વાણીનું, **ભદ્રકાળી** ડોકાનું, અને **ધનુર્ધરી** બરડાની કરોડનું રક્ષણ કરો. ૨૫ **નીલગ્રીવા** ગળાની બાહારના ભાગનું, **નલકૂબરી** નલિકાનું, **ખડ્ગધારિણી** બન્ને ખભાનું, અને **વજ્રધારિણી** મારા બન્ને બાહુઓનું રક્ષણ કરો. ૨૬ **દંડિની** બન્ને હાથનું, **અંબિકા** આંગળિયોનું, **શૂલેશ્વરી** નખોનું, અને **નલેશ્વરી** કુખોમાં રક્ષણ કરો. ૨૭ મનના શોકનો નાશ કરનારી **મહાદેવી** બન્ને સ્તનનું, **લલિતાદેવી** હૃદયમાં, શૂલધારણ કરનારી દેવી ઉદરમાં, ૨૮ **કામિનીદેવી** નાભિનું, **ગુહ્યેશ્વરી** ગુહ્યેંદ્રિયનું, કંમરનું **ભગવતી**, અને **વિંધ્યવાસિની** દેવી બન્ને ઘૂંટણનું રક્ષણ કરો.૨૯ સર્વ મનોરથને આપનારી **મહાબલાદેવી** બન્ને જંઘાનું, **નારસિંહી** ઘૂંટીઓનું, અને અમિત બળવાળી દેવી પગની પાટલીનું રક્ષણ કરો. ૩૦ **શ્રીધરી** પગની આંગળિયોનું, **તલવાસિની** પગના તળિયાનું, **કરાળિની** દાઢોનું અને **ઉર્દ્ધ્વકેશિની** કેશનું રક્ષણ કરો. ૩૧ **કૌબેરી** રૂવાંટાના છિદ્રોનું, **વાગીશ્વરી** ત્વચાનું, અને **પાર્વતીદેવી** રૂધિર, મજ્જા, વસા, માંસ, અસ્થિ, અને મેદનું રક્ષણ કરો. ૩૨ **કાળરાત્રિ** આંતરડાંનું, **મુકુટેશ્વરી** પિત્તનું, **પદ્માવતી** કમળનું, અને **ચૂડામણીદેવી** કફનું રક્ષણ કરો. ૩૩ **જ્વાલામુખી** નખની કાંતિનું, **અભેદ્યા** બધા સાંધાઓનું, **બ્રાહ્મણી** મારા વિર્યનું અને **છત્રેશ્વરી** મારી છાયાનું રક્ષણ કરો. ૩૪ હે સર્વને ધારણ કરનારી દેવિ, મારા અહંકાર, મન, બુદ્ધિ તથા પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, અને સમાનનું તું રક્ષણ કર. ૩૫ કલ્યાણેકરી શોભાયમાન **વજ્રહસ્તા** દેવી મારા પ્રાણનું તથા **યોગિની** મારા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધનું રક્ષણ કરો. ૩૬ **નારાયણીદેવી** મારા સત્વ, રજ, અને તમ ગુણોનું સદા રક્ષણ કરો, વારાહી મારા આયુષ્યનું, તથા **ભૈરવી** ધર્મનું રક્ષણ કરો. ૩૭ યશ, કીર્તિ અને લક્ષ્મીનું સદા માતાઓ રક્ષણ કરો; ઈંદ્રાણી મારા ગોત્રનું, અને હે ચંડિકે તું મારાં પશુઓનું રક્ષણ કર. ૩૮ **મહાલક્ષ્મી** પુત્રોનું, **ભૈરવીદેવી** ભાર્યાનું, **ધનેશ્વરી** ધનનું, અને કૌમારી કન્યાઓનું રક્ષણ કરો. ૩૯ સર્વસ્થાનમાં રહેલી કુશળ કરનારી વિજયાદેવી મારા માર્ગનું રક્ષણ કરો, મહાલક્ષ્મી રાજદ્વારમાં, અને **જયવર્દ્ધિનીદેવી** સંગ્રામમાં મારૂં રક્ષણ કરો. ૪૦ સર્વનું રક્ષણ કરનારા પુણ્યરૂપ આ કવચનો સર્વદા પાઠ કરવો. હે વિપ્રર્ષિ, તારી ભક્તિ જોઇને આ ગોપ્ય કવચ મેં તને કહેલું છે. ૪૧ હે પાપ નાશ કરનારી **જયંતીદેવિ**,

જે સ્થાન કવચમાં રક્ષણ વિનાનું રહી ગયું હોય તે સર્વેનું તું રક્ષણ કર. ૪૨ જો પુરૂષ પોતાનું રૂડું ઇચ્છતો હોય તો તેણે કવચવિના એક પગલું પણ ભરવું નહિ; કવચવડે વીંટાયલો પુરૂષ જ્યાં જ્યાં જાયછે, ૪૩ ત્યાં ત્યાં તેને અર્થનો લાભ થાય છે; અને સર્વ કામના પૂર્ણ કરનારો વિજય મળે છે. જે જે મનોરથનું તે ચિંતવન કરે છે, તે તે તેને નિ-શ્ચય પ્રાપ્ત થાય છે. ૪૪ આ કવચથી પુરૂષ પૃથ્વી ઉપર અતુલ્ય અને મોટું ઐશ્વર્ય પામશે. તે મનુષ્ય સંગ્રામમાં કોઇથી જીતાતો નથી અને ભયરહિત થાયછે. ૪૫ કવચથકી વીંટાયલો પુરૂષ ત્રણ લોકમાં પૂજવા યોગ્ય થાયછે. આ દેવીનું કવચ દેવોને પણ દુર્લભ છે. ૪૬ જે પુરૂષ ઇંદ્રિયો વશ-માં રાખીને શ્રદ્ધાસહિત નિત્યપ્રત્યે ત્રણે કાળ એનો પાઠ કરે છે, તે દેવ સરખો અને ત્રણ લોકમાં અપરાજિત થાય છે. ૪૭ તે પુરેપુરાં સો વર્ષનો આયુષ્ય ભોગવે છે, અકાળ મૃત્યુ તેનું થતું નથી, તેમજ લૂતા અને વિસ્ફો-ટકઆદિ તેના સર્વે વ્યાધિઓ નાશ પામે છે. ૪૮ સ્થાવર, જંગમ કે પછી કત્રિમ, ગમે તે પ્રકારનું ઝેર, પૃથ્વીપર જે કાંઇ ઘાત કરનાર મંત્રયંત્ર હોય તે બધા, ૪૯ પૃથ્વીપર ચાલનારા, આકાશચારી, જલમાં ઉપજેલા, ઉપદેશિક, જન્મસાથે ઉપજેલા, કુળમાં ઉપજેલા, માળા, ડાકિણીઓ, શાકણીઓ, ૫૦ અંતરિક્ષમાં ફરનારી મહાબળવાળી ભયાનક ડાકયણો, ગ્રહ, ભૂત, પિશાચ, યક્ષ, ગંધર્વ, રાક્ષસ, ૫૧ બ્રહ્મરાક્ષસ, વેતાલ, કુષ્માંડ, અને ભૈરવઆદિક જે હોય તે સર્વે જેના હૃદયમાં આ કવચ રહેલું છે, તેના દર્શનથી નાશ પામે છે. ૫૨ તેને રાજાથકી માન અને વૈભવ મળે છે. એ તેજની પરમ વૃદ્ધિ કરનારૂં છે. કીર્તિએકરી અલંકૃત થયેલી પૃથ્વીમાં તે યશેકરી વૃદ્ધિ પામે છે. ૫૩ જે પુરૂષ પ્રથમ આ કવચનો પાઠ કરીને પછી સપ્તશતી ચંડીનો પાઠ કરે છે, તેની પુત્રપૌત્રાદિક સંતતિ જ્યાંસુધી (શેષ) પર્વત, વન, ઉપવનઆદિ સહિત પૃથ્વીનું મંડળ ધારણ કરે છે ત્યાંસુધી ભૂમિપર રહે છે. અને દેહાંત થયા પછી જે સ્થાન દેવોને પણ દુર્લભ છે, એવું નિત્ય અને પરમ સ્થાન મહામાયાની કૃપાએકરીને જ્યાંસુધી સર્વ જગતનો લય થાય ત્યાંસુધી પુરૂષ પામે છે. ૫૪-૫૫

॥ प्राप्नोति पुरुषो नित्यं महामाया प्रसादतः ॥
॥ तत्पदं समवाप्नोति यावदाभूत संप्लवं ॥ ५६ ॥

॥ इतिश्री हरिहरब्रह्मविरचितं देव्याःकवचं संपूर्णं ॥

# अर्गला.

मार्कंडेय उ० ॥ जयंती मंगला काली भद्रकाली कपालिनी ॥
॥ दुर्गा क्षमा शिवा धात्री स्वाहा स्वधा नमोऽस्तुते ॥१॥

માર્કંડેય કહેછે,—હે દેવિ, જયંતી, મંગલા, કાલી, ભદ્રકાલી, કપાલિની, દુર્ગા, ક્ષમા, શિવા, ધાત્રી, સ્વાહા, અને સ્વધા, એ તારાં રૂપછે; તને નમસ્કાર છે. ૧ હે મધુ અને કૈટભને નસાડનારી અને બ્રહ્માને વરદાન આપનારી દેવિ, તને નમસ્કાર; અમને સૌંદર્ય, જય, અને યશ આપ, તથા અમારા શત્રુઓનો નાશ કર. ૨ હે મહિષાસુરનો નાશ કરનારી તથા ભક્તજનને સુખ આપનારી દેવિ,અમને સૌંદર્ય૦. ૩ * હે રક્તબીજનો વધ કરનારી તથા ચંડમુંડને ચોળી નાખનારી દેવિ, અમને સૌંદર્ય૦૪ હે શુંભ નિશુંભને હણનારી તથા ધુમ્રાક્ષનો નાશ કરનારી દેવિ, અમને સૌંદર્ય૦. ૫ દેવોએ જેના બન્ને ચરણનું વંદન કર્યુંછે એવી સૌભાગ્ય આપનારી હે દેવિ, અમને સૌં૦. ૬ જેનાં રૂપ અને ચરિત્ર અચિન્ત્ય છે એવી સર્વ શત્રુઓનો નાશ કરનારી હે દેવિ, અમને સૌંદર્ય૦. ૭ ભક્તિએકરી નમસ્કાર કરનારા પુરૂષોનાં પાપને સર્વદા દૂર કરનારી હે ચંડિકે, અમને સૌંદર્ય૦. ૮ ભક્તિપૂર્વક તારૂં સ્તવન કરનારના વ્યાધિનો નાશ કરનારી હે ચંડિકે, અમને સૌંદર્ય૦. ૯ હે ચંડિકે, જેઓ અહીંઆં ભક્તિવડે સદા તારૂં પૂજન કરેછે, તેમને સૌંદર્ય૦. ૧૦ હે દેવિ, સૌભાગ્ય, આરોગ્ય, અને ઉત્તમ સુખ આપ, તથા સૌંદર્ય૦. ૧૧ હે દેવિ, અમારૂં કલ્યાણ કર તથા પુષ્કળ લક્ષ્મી આપ; અને સૌંદર્ય૦. ૧૨ શત્રુઓનો નાશ કર, તથા અત્યંત બળ આપ; અને સૌંદર્ય૦. ૧૩ દેવ અને અસુરોના માથાના મુકુટોનાં રત્ન જેના ચરણમાં ઘસાય છે, એવી હે અંબિકે, અમને સૌંદર્ય૦. ૧૪ મનુષ્યને વિદ્યા, યશ, અને ધન આપ, તથા સૌંદર્ય૦. ૧૫ મહા બળવાન દૈત્યોનો ગર્વનાશ કરનારી હે ચંડિકે, હું તને પ્રણામ કરૂં છું, માટે મને સૌંદર્ય૦. ૧૬ ચાર હસ્તવાળી અને ચતુર્મુખ બ્રહ્માએ સ્તવન કરેલી હે પરમેશ્વરિ, મને સૌંદર્ય૦. ૧૭ નિરંતર ભક્તિએકરી વિષ્ણુએ જેની સ્તુતિ કરેલી છે એવી હે અંબિકે, અમને સૌંદર્ય૦. ૧૮ પાર્વતીપતિએ સ્તવન કરેલી હે પરમેશ્વરિ અમને સૌંદર્ય૦. ૧૯ શચીના સ્વામી ઇંદ્રે ભાવેકરી પૂજેલી હે

* છેલા ચરણમાં એકનોએક અર્થ રહેલો છે માટે સાંક્ષપ્તથી સંપૂર્ણ સમજી લેવો.

પરમેશ્વરિ, અમને સૌંદર્ય૦.૨૦ અત્યંત પ્રતાપી હસ્તરૂપ દંડેકરીને દૈત્યોના ગર્વનો નાશ કરનારી હે દેવિ, અમને સૌંદર્ય૦.૨૧ પોતાના ભક્તજનને જેણે અત્યંત આનંદ અને ઉદય આપેલો છે એવી હે અંબિકા દેવિ, અમને સૌંદર્ય૦. ૨૨ મને પુત્ર, ધન, અને સર્વ અભીષ્ટ પદાર્થો આપ; તેમજ સૌંદર્ય૦. ૨૩ મનને આનંદ આપનારી, મનોવૃત્તિને અનુસરનારી, વિકટ સંસાર સમુદ્રમાં તારનારી, અને સત્કુળમાં જન્મ પામેલી પત્ની મને આપ. ૨૪ આ સ્તોત્રનો પાઠ કરીને પછી જે પુરૂષ મહાસ્તોત્રનો પાઠ કરેછે, તે સપ્તશતીની સંખ્યા જેટલી છે તેટલા પ્રકારની સંપત્તિરૂપ વરદાન પામેછે. ૨૫

॥ इदं स्तोत्रं पठित्वा तु महास्तोत्रं पठेन्नरः ॥
॥ स तु सप्तशतीसंख्या वरमाप्नोति संपदः ॥ २६ ॥

॥ इतिश्री विष्णुविरचिता अर्गलास्तुतिःसमाप्ता ॥

---

# कीलक.

मार्कंडेय उवाच ॥ विशुद्धज्ञानदेहाय त्रिवेदीदिव्यचक्षुषे ॥
॥ श्रेयःप्राप्तिनिमित्ताय नमःसोमार्द्धधारिणे ॥ १ ॥

માર્કંડેય કહેછે,—અત્યંત શુદ્ધ જ્ઞાનરૂપ જેનો દેહ છે, ત્રણ વેદરૂપ જેનાં દિવ્ય ત્રણ ચક્ષુ છે, કલ્યાણ પ્રાપ્ત થવાનો જે હેતુ છે, એવા અર્ધચંદ્રને ધારણ કરનારા શંકરને નમસ્કાર. ૧ વળી આ બધું કીલક મંત્રોનું જાણવું; તેનો નિરંતર જપ કરનાર પણ કુશળતા પામેછે. ૨ એનાવડે ઉચ્ચાટનઆદિ બધા પદાર્થ સિદ્ધ થાયછે. તેમજ એ મંત્રની સાથે સ્તુતિ પાઠેકરી દેવીની સ્તુતિ કરનારા પણ સિદ્ધિ પામેછે. ૩ તેમાં કોઇ મંત્ર કે ઔષધની કે બીજા કશાની જરૂર પડતી નથી. જપવિના ( કેવળ ચંડીથી ) બધાં ઉચ્ચાટનાદિક સિદ્ધ થાય છે. ૪ એથી જગતમાં બધુંય સિદ્ધ થાયછે, એ શંકા કરીને શિવે પુણ્યકારી બધું ચંડિનું સ્તોત્ર એ મંત્રથી સંકલિત કરીને ૫ તે ગુપ્ત કર્યું છે. એ રીતે જોઇએ તેમ નિયંત્રિત કરેલા ચંડીના સ્તોત્રની સમાપ્તિ કરીને ૬ તે પુણ્યવડે પુરૂષ સર્વ પ્રકારની કુશળતા પામે છે. કૃષ્ણપક્ષની ચતુર્દશી અથવા અષ્ટમીને દિવસે એકાગ્રચિત્ત થઇને ૭ એ મંત્ર આપવો અને લેવો જોઇએ, નહિતો સિદ્ધિ થતી નથી. આ પ્રકારના કી-

લકવડેકરીને મહાદેવે ચંડીને સંકીલિત કરેલી છે. ૮ માટે જે પુરૂષ તેને કીલરહિત કરીને નિત્યપ્રત્યે સાષ્ટાણે જપેછે, તે સિદ્ધિઓ અને ગણસહિત સ્વર્ગમાં ગંધર્વ થાયછે. ૯ તેને ગમે ત્યાં ફરતાં કાંઇ ભય થતું નથી. અકાળમૃત્યુને તે વશ થતો નથી અને મરીગયા પછી મોક્ષ પામેછે. ૧૦ એ પ્રયોગને જાણીને પ્રારંભ કર્યો તો તે પૂર્ણ કરવું, પણ ન કરે તો તે નાશ પામેછે. માટે ડાહ્યા પુરૂષો પ્રાપ્ત થયેલી એ વસ્તુને જાણીનેજ આરંભેછે. ૧૧ સ્ત્રીજાતિમાં જે કાંઇ સૌભાગ્યાદિ જણાય છે, તે સર્વ તેની કૃપાએકરીને મળેછે, માટે એ રૂડા સ્તોત્રનો જપ કરવો. ૧૨ ધીમે ધીમે એ સ્તોત્રનો જપ કરવાથી સર્વ સંપત્તિઓ મોટા વેગેકરીને આવેછે, માટે એનો પ્રારંભ કરવોજ જોઇએ. ૧૩ જેની કૃપાએકરી પ્રભુતા, સૌભાગ્ય, આરોગ્ય, સંપત્તિઓ, શત્રુઓનો નાશ, અને સર્વોત્તમ મોક્ષ પ્રાપ્ત થાયછે, તેની સ્તુતિ શું લોકોએ ન કરવી જોઇએ ? 'કરવીજ જોઇએ.' ૧૪

॥ ऐश्वर्यं यत्प्रसादेन सौभाग्यारोग्य संपदः ॥
॥ शत्रुहानिः परोमोक्षः सा न किं स्तूयते जनैः ॥ १४ ॥

इतिश्री भगवत्याः कीलकस्तोत्रं संपूर्णम् ॥ ३ ॥

* સપ્તશતી, દેવીમહાત્મ્ય અને ચંડીપાઠ એ ત્રણે નામના શબ્દો એક અર્થને અવબોધન કરેછે.

**કવચ, અર્ગલા અને કીલક સમાપ્ત.**

# ॥ अथ *सप्तशती भाषांतर प्रारंभ. ॥

॥ ओम् नमश्चंडिकायै ॥

मार्कंडेय उवाच ॥ सावर्णिः सूर्यतनयो यो मनुः कथ्यतेऽष्टमः ॥
॥ निशामय तदुत्पत्तिं विस्तराद्गदतो मम ॥ १ ॥

માર્કંડેય કહેછે,—સૂર્યનો પુત્ર **સાવર્ણિ**, જે આઠમો મનુ કહેવાય છે; તેની ઉત્પત્તિ વિસ્તારથકી હું તને કહું તે સાંભળ. ૨/૨ સૂર્યનો પુત્ર મહાભાગ સાવર્ણિ જે રીતે મહામાયાની કૃપાથી મન્વંતરનો અધિપતિ થયો, તે પણ સાંભળ. ૩/૩ પૂર્વે **સ્વારોચિષ** મન્વંતરમાં ચૈત્રવંશમાં ઉપજેલો '**સુરથ**' નામે આખી પૃથ્વીનો રાજા થયો હતો. ૪/૪ તે પોતાની પ્રજાને ઔરસ પુત્રની પેઠે રૂડે પ્રકારે પાળતો હતો; તેવામાં તેની **કોલા** નામે બીજી કોઇ રાજધાનીનો નાશ કરનારા શત્રુ રાજાઓ પેદા થયા. ૫/૫ મહાબળવાન જેનો દંડ છે એવા સુરથનું તેમનીસાથે યુદ્ધ થયું, પરંતુ તે કોલાવિધ્વંસીઓ થોડા છતાં પણ તેમણે તેને જીત્યો. ૬/૬ એટલે બળવાન દુસ્મનોથી જીતાયલો તે મહાભાગ રાજા પોતાના નગરમાં આવ્યો અને ત્યાં રાજ્ય કરવા લાગ્યો. ૭/૭ પછી ત્યાં પોતાના નગરમાં પણ દુરાત્મા અને દુષ્ટ એવા તેના બળવાન મંત્રિઓએ દુર્બળ થઇ ગયેલા તે રાજાની સેના અને ભંડાર લેઇ લીધાં. ૮/૮ સ્વામીપણું જેનું લેઇ લીધું છે એવો તે રાજા પછી શિકારને બાહાને ઘોડાપર સ્વાર થઇને એકલો નીકળી પડ્યો, અને મહાવિકટ વનમાં જઇ પહોચ્યો. ૯/૯ ત્યાં તેણે નિરૂપદ્રવ પશુઓથી વ્યાપ્ત તથા મુનિના શિષ્યોએકરીને શોભાયમાન એવો કોઇ જ્ઞાની અને ઉત્તમ ઋષિનો આશ્રમ જોયો. ૧૦/૧૦ પછી મુનિએ

---

* ઉપાસના ભેદે ચંડીપાઠમાં ઉવાચ અર્ધ્ધ, અને ખંડ શ્લોકની વિશેષ ગણના હોવાથી મૂળ પુરાણમાંના આ દેવીમહાત્મ્યના શ્લોકાંક સાથે અંક મળતા નથી વાસ્તે મૂળ પુરાણ ઉપરથી તથા નિરાળા સપ્તશતીના શ્લોક ઉપરથી ભાષાંતરને મુકાબલ કરવાનું બની આવે એટલામાટે એ બેઉમાંના અંકો આ ભાષાંતરમાં કાયમ રાખ્યા છે. જ્યાં શ્લોક પુરો થાય છે તે શબ્દની આગળ અપૂર્ણાંકની પેઠે આંકડા મુકેલા છે તેમાં ઉપરના અંક મૂળ પુરાણમાંના અને તેની નીચેના અંક ચંડીપાઠમાંના જાણવા.

કેટલાક શ્લોકના અર્થ એક બીજામાં ઓતપોત હોવાથી તેવા બબે શ્લોકનું ભાષાંતર કોઇ કોઇ સ્થળે ભેગું લીધેલું છે.

સત્કાર કરેલો રાજા તે મુનિવરના આશ્રમમાં અહીંતહીં ફરતો થોડોક વખત ત્યાં રહ્યો, ૧૧ તે વખતે મમત્વવડેકરીને ખેંચાયું છે ચિત્ત જેનું એવો તે રાજા તે સ્થળમાં વિચાર કરવા લાગ્યો કે જે નગર મારા પૂર્વજોએ પૂર્વે પાળેલું તે મારે હવે તજીદેવું પડ્યું છે. હવે દુરાચરણી મારા સેવકો તેનું ધર્મવડે પાલન કરતા હશે કે નહિ! ૧૨॥ કોણ જાણે મારો 'સદામદ' નામે શૂરો હાથી મહાવતસહિત મારા દુશ્મનોને હાથ ગયો છે, તેની શીગતિ થશે! ૧૩॥ જેઓ મારી મેહેરબાની, દ્રવ્ય, અને ભોજનાદિકેકરીને સદૈવ મારા અનુસરનારા હતા, તે આજ બીજા રાજાઓની ચાકરી કરતા હશે, એમાં શો શક? ૧૪॥ અનીતિ પ્રમાણે ખરચ કરવાનું જેમનું આચરણ છે, એવા તેઓ નિરંતર ખરચ કર્યા કરશે, તેથી મહાદુઃખેકરીને સંચી રાખેલો મારો ભંડાર ખાલી થઈ જશે! ૧૫॥ તે રાજા આખો દહાડો એવાએવા અને બીજા અનેક પ્રકારના વિચારમાં ગરક થઈ ગયો હતો એવામાં તે મુનિના આશ્રમ નજિક એક વૈશ્ય તેણે જોયો. ૧૬॥ એટલે રાજાએ તેને પૂછ્યું કે અરે ભાઇ, તું કોણ છે? અહીં શું કરવા આવ્યો છે? જાણે તું ઉદાસ અને શોકવાળો હોય એમ શાકારણથી દેખાય છે? ૧૭॥ આ પ્રમાણે તે રાજાનું સ્નેહેકરીને કહેલું વચન સાંભળીને વિનયથી નમ્ર થઇને તે વૈશ્યે રાજાને પ્રત્યુત્તર આપ્યો કે, ૧૮-૧૯ શ્રીમંતોના કુળમાં ઉત્પન્ન થયેલો હું 'સમાધિ' નામે વૈશ્ય છું; મારાં દુરાચરણી સ્ત્રીપુત્રોએ મને ધનના લોભેકરીને કાઢી મૂક્યો છે. ૨૦॥ સ્ત્રીઓ અને પુત્રોએ મારું ધન ખુંચી લેઇને મને ધનરહિત કર્યો છે; અને અંતરનાં બંધુજનોએ કાઢી મુકેલો હું દુઃખ પામીને વનમાં આવ્યોછું ૨૧॥ તે અહીં રહેલો હું, મારા પુત્ર, સ્વજન, તથા સ્ત્રીઓનાં કુશળ કે અકુશળ વર્તમાન જાણતો નથી. ૨૨॥ કોણ જાણે તે સર્વે ઘેર હમણા સુખચેનમાં હશે કે કાંઇ આપદામાં પડ્યાં હશે! મારા છોકરા સારી ચાલે ચાલતા હશે કે નબળાં આચરણે વર્તતા હશે! તેમનું કેમ હશે!! ૨૩-૨૪ રાજા કહેછે,—જે તારાં ધનલોભી સ્ત્રીપુત્રોએ ધન વાહાલું કરીને તને કાઢી મુક્યો, તેમના ઉપર તારું મન શા માટે વળીવળીને સ્નેહ કર્યા કરેછે? ૨૫-૨૬ વૈશ્ય કહેછે,—મારેવિષે આપ જેવું વચન કહોછો, તે યથાર્થજ છે; પણ શું કરું? મારું મન નિષ્ઠુરપણાને ગ્રહણ કરતું નથી. ૨૭॥ જે ધનલોભીઓએ પિતૃસ્નેહ, પતિસ્નેહ, અને

સ્વજનપ્રીતિ મૂકી દઇને મને કાઢી મૂકયો, તેમના ઉપરજ મારૂં મન પ્રીતિયુક્ત છે. ૨૪/૩૧॥ હે મહાબુદ્ધિમાન્ રાજા, ગુણવિનાના બંધુજનો ઉપર મારૂં મન સ્નેહ કર્યા કરેછે, તે હું જાણું છું, તથાપિ તેનું શું કારણ છે તે હું જાણતો નથી. ૨૫/૩૨॥ તેમનેઅર્થે હું નિઃશ્વાસ મૂકયા કરૂં છું, અને મારૂં મન ઉદાસ થાયછે, પણ હું શું કરૂં, કે તે અપ્રીતિવાળાઓ તરફ મારૂં મન કઠોર થતું નથી. ૨૬/૩૩·૩૪ માર્કંડેય કહેછે,—હે વિપ્ર, પછી તે સમાધિ નામે વૈસ્ય અને તે ઉત્તમ રાજા બન્ને મળીને પેલા ઋષિની પાસે ગયા. ૨૭/૩૬॥ અને પોતાને ઘટે તેવી રીતે તે બન્નેજણા ઋષિનું વંદન કરી તેમની પાસે બેઠા; તથા તેઓ તેમનીસાથે વિવિધ પ્રકારની વાતો કરવા લાગ્યા. ૨૮/૩૭·૩૮ રાજા કહેછે,—હે ભગવન્, જે મારા મનના કબજામાં ન રહેતાં મારા ચિત્તને દુઃખ ઉપજાવનારી છે, એવી એક વાત હું આપને પૂછવાને ઇચ્છુંછું તે કહો; ૨૯/૪૦॥ હે મુનિસત્તમ, હું જાણુંછું તથાપિ અજ્ઞાનીની પેઠે મારા રાજ્ય ઉપરથી તથા રાજ્યોનાં તમામ અંગઉપરથી મારી મમતા ખસતી નથી તેનું શું કારણ? ૩૦/૪૧॥ અને આ વૈસ્યને તેની સ્ત્રીઓ તથા પુત્રોએ કાઢો મૂકયો છે, ચાકર નોકરોએ તેને તજ્યોછે, અને સ્વજનોએ છોડી દીધો છે, તોપણ તેમના ઉપરથી એનો સ્નેહ મટતો નથી એનું શું કારણ? ૩૧/૪૨॥ એ પ્રમાણે એ તથા હું બન્ને જણા વિષયોમાં દોષ તો દેખીએ છીએ, તથાપિ મમતાએ કરીને ખેંચાયું છે હૃદય જેમનું એવા થકા અત્યંત દુઃખી છીએ. ૩૨/૪૩॥ માટે હે મહાભાગ, અમે બે જ્ઞાની છીએ છતાં આવો મોહ શાવડે થાય છે; મને અને આ વૈસ્યને વિવેકાંધની પેઠે એવી મૂઢતા કેમ પ્રાપ્ત થાયછે. ૩૩/૪૪·૪૫ ઋષિ કહેછે,—હે મહાભાગ, પ્રાણીમાત્રને ઇંદ્રિયગોચર વિષયમાં જ્ઞાન છે; અને તે વિષય આ પ્રકારે ભિન્નભિન્ન પ્રાપ્ત થાયછે. ૩૪/૪૭॥ કેટલાક પ્રાણીઓ દિવસે આંધળા છે, કેટલાક રાત્રે આંધળા છે, અને કેટલાક પ્રાણીઓ દિવસે તથા રાત્રે સમાન દૃષ્ટિવાળા છે. ૩૫/૪૮॥ મનુષ્યો જ્ઞાનવાળા છે, એ વાત સાચી, પરંતુ તેજ કેવળ જ્ઞાનવાળા છે એમ કાંઇ નથી; કેમકે પશુ, પક્ષી, અને મૃગાદિ પ્રાણીઓ પણ સર્વે જ્ઞાનવાળા છે. ૩૬/૪૯॥ જે જ્ઞાન તે પશુપક્ષીઓને છે, તેજ જ્ઞાન મનુષ્યોને છે, અને જે મનુષ્યોને છે, તે પશ્વાદિકને છે; બીજું આહાર, ભય, મૈથુનાદિ જ્ઞાન બન્નેને સમાન છે. ૩૭/૫૦॥ જ્ઞાન છે, તથાપિ

પેલાં પક્ષીઓને જો; પોતે ભુખથકી પીડાયછે, એમ છતાં મોહથી પોતાનાં બચ્ચાંની ચાંચમાં દાણા મુકવાનો એમનો શો આદર છે! ૩૮/૫૧॥ હે પુરૂષો-માં વ્યાઘ્રરૂપ, મનુષ્યો પણ એજ રીતે પુત્રોના પ્રત્યે અભિલાષાયુક્ત થાય છે; પણ આ વૈશ્યના પુત્રોને તમે શામાટે જોતા નથી ? તેઓ લોભથી પ્રત્યુ-પકાર કરનારા થતા નથી. ૩૯/૫૨॥ એમછે, તોપણ જન્મમરણાદિક સંસારમાં સ્થિતિ કરવાવાળા જીવો **મહામાયા**ના સામર્થ્યથી મમતારૂપ વમળ જેમાં છે એવા મોહરૂપ ખાડામાં પડેલા છે ૪૦/૫૩॥ માટે એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી; જગત્ના સ્વામી **પરમેશ્વર**ની તમોગુણ પ્રધાનશક્તિ જે મહામાયા, તેનાથી આખું વિશ્વ મોહ પામી રહ્યું છે. ૪૧/૫૪॥ એ ભગવતી **મહામાયા** દેવી જ્ઞાની પુરૂષોનાં ચિત્તને પણ બળાત્કારે ખેંચીને મોહને સ્વાધીન કરે-છે. ૪૨/૫૫॥ આ સ્થાવર જંગમ બધું વિશ્વ તે દેવી ઉત્પન્ન કરેછે; અને તે વરદાનને આપનારી દેવી પ્રસન્ન થવાથી તે મનુષ્યોને મુક્તિ આપે છે. ૪૩/૫૬॥ એ પરમ સનાતની **વિદ્યામાયા** મુક્તિનું કારણ છે, તેમજ તે સર્વ ઇશ્વર-ની પણ ઇશ્વરી સંસારરૂપ બંધનનું પણ કારણ છે. ૪૪/૫૭-૪૪/૫૮ રાજા કહેછે,-હે ભગવન્ આપ જેને મહામાયા કરીને કહોછો, તે દેવી કયી? તે કેમ ઉ-ત્પન્ન થઇ? અને હે દ્વિજ, એ શું કર્મ કરેછે ? ૪૫/૬૦॥ હે બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ મુને, તે દેવીનો સ્વભાવ, સ્વરૂપ, અને ઉત્પત્તિ જે હોય તે સર્વે તમોથકી સાંભળવાને ઇચ્છું છું. ૪૬/૬૧-૪૬/૬૨ ઋષિ કહેછે,-તે દેવી નિત્ય છે, જગત્ એજ તેનું રૂપ છે, અને આ સર્વ તેણેજ વિસ્તાર્યું છે; તથાપિ તેની ઉત્પત્તિ બહુ પ્રકારની છે, તે તું મારી પાસેથી સાંભળ. ૪૭/૬૪॥ તે નિત્ય છે, એમ છતાં દેવોનું કાર્ય સિદ્ધ કરવાનેઅર્થે જ્યારે તે પ્રકટ થાય છે, ત્યારે લોકો તેને 'ઉત્પન્ના' એ પ્રકારે કહેછે. ૪૮/૬૫॥ કલ્પના અંતમાં જગત્ એક સમુદ્રરૂપ થઇ ગયું ત્યારે સમર્થ ભગવાન્ વિષ્ણુએ શેષનું બિછાનું કરીને **યોગનિદ્રાને** ધારણ કરી, ૪૯/૬૬॥ તે વખતે વિષ્ણુના કાનના મેલમાંથી **મધુ** અને **કૈટભ** નામે પ્રખ્યાત બે મહા ભયાનક દૈત્ય ઉત્પન્ન થ-ઇને તેઓ બ્રહ્માને મારવાને તત્પર થયા. ૫૦/૬૭॥ તે વખતે વિષ્ણુના નાભિ-કમળમાં રહેલા પ્રજાપતિ બ્રહ્માએ આ બે દૈત્યોને ભયાનક અને વિષ્ણુને સૂતેલા જોઇને ૫૧/૬૮॥ એકાગ્રચિત્ત થઇને ભગવાનને જગાડવાને અર્થે, વિષ્ણુના નેત્રમાં જેણે નિવાસ કરેલો છે, એવી વિશ્વેશ્વરી જગત્નીમાતા

સ્થિતિસંહાર કરનારી અને ભગવતી એવી તે વિષ્ણુની અતુલ યોગનિદ્રાની સ્તુતિ કરવા માંડી. તેજના સ્વામી બ્રહ્મા (સ્તુતિ કરે છે.) ૫૨-૫૩/૬૯-૭૦-૭૨ બ્રહ્મા કહેછે,–હે દેવિ, તું [1] **સ્વાહા**છે, તું [2] **સ્વધા** છે, અને તું [3] **વષટ્કાર** તથા [4] **સ્વરાત્મિકા**છે; તું અમૃતરૂપછે; નિત્ય એવા વેદમાં, હ્રસ્વ, દીર્ઘ, પ્લુતરૂપે અને પ્રણવ એ ત્રણ માત્રાઓરૂપ થઇને તું રહેલીછે. ૫૪/૭૩॥ તેમાં અર્ધમાત્રા જે નિત્ય, તથા વિશેષે કરીને ઉચ્ચારી શકાય એવી નથી, તે તુંજછે; તું [5] **સાવિત્રી**છે, અને જગતને ઉત્પન્ન કરનારી સર્વોત્તમ દેવી તું છે. ૫૫/૭૪॥ આ સર્વને નિરંતર ધારણ કરનારી તું છે, આ જગતને સરજનારી તું છે, એનું પાલન કરનારી તું છે, અને હે દેવિ, છેવટે તેનો સંહાર કરનારી પણ તું છે. ૫૬/૭૫॥ હે જગત્‌રૂપ દેવિ, આ જગતના ઉત્પત્તિ કાળમાં સૃષ્ટિરૂપ, તેનું પાલન કરતી વખતે સ્થિતિ રૂપ, અને તેના લયકાળમાં સંહારરૂપ પણ તું છે. ૫૭/૭૬॥ તું [6] મહાવિદ્યારૂપ, મહામાયારૂપ, [7] મહામેધારૂપ, મહાસ્મૃતિરૂપ, મહામોહરૂપ, અને મહાસુરરૂપ, એવી મોટી દેવી છે. ૫૮/૭૭॥ તું ત્રણ ગુણને ધારણ કરવાવાળી સર્વની પ્રકૃતિ છે; તું બ્રહ્માનો જેમાં લય થાયછે એવી કાળરાત્રી, દિવસનો જેમાં લય થાયછે એવી મહારાત્રી, અને પ્રાણીમાત્ર જેમાં જન્મમરણાદિ આવાગમન અનુભવે છે એવી દારૂણ મોહરાત્રી છે. ૫૯/૭૮॥ તું લક્ષ્મી છે, તું ઇશ્વરી છે, તું હ્રીં નામે બીજ છે, તું જ્ઞાનરૂપ બુદ્ધિ છે, તું લજ્જા, પુષ્ટિ, અને તુષ્ટિ છે, તું શાંતિ અને ક્ષમા છે. ૬૦/૭૯॥ તું ખડ્ગ, ભાલો, ગદા, ચક્ર, તેમજ શંખ, ધનુષ્ય, બાણ, ભુશુંડી (બંદુક) અને પરિઘ નામે આયુધને ધારણ કરવાવાળી ભયાનક દેવી છે. ૬૧/૮૦॥ તું સુંદર, અને વિશેષ સુંદર છે, તેમ ખુશી ઉપજાવે એવા સમગ્ર પદાર્થો કરતાં પણ તું અત્યંત સુંદર છે; પરથકી પણ પર એવી પરમ પરમેશ્વરી તુંજ છે. ૬૨/૮૧॥ હે અખિલ વિશ્વની આત્મારૂપ દેવિ, હરકોઇ જગોએ જે કાંઈ સત્ કે અસત્ વસ્તુ છે, તે સર્વની શક્તિ તું છે, તો પછી હું તારી શી સ્તુતિ કરૂં ? ૬૩/૮૨॥ જે જગતને સરજે છે, તેનું રક્ષણ કરેછે. અને સંહાર કરેછે, એવા દેવને પણ જેણીએ તેં નિદ્રા-

---

1. દેવતાને ઉદ્દેશીને આહૂતિ આપવાનો મંત્ર. 2. પિતૃને ઉદ્દેશીને આહૂતિ આપવાનો મંત્ર. 3. યાગાદિકમાં ચાલતી ક્રિયા અથવા તે ક્રિયા કરનાર યજમાન. 4. ઉદાત્તાદિ ભેદયુક્ત અકારાદિ સ્વરરૂપ. 5. વેદમાતા. 6. મહાવાકય બોધક રૂપ. 7. હરેક વિષય ઝટ સમજીને ભુલવો નહિ એવી ચમત્કારી બુદ્ધિ.

વશ કર્યા, તારૂં સ્તવન કરવાને આ જગોએ કોણ સમર્થ છે ? ૬૪/૮૩॥ જેથી કરીને વિષ્ણુ, હું, અને શિવ, એમને પણ તેં દેહ ધારણ કરાવી, તેથી કરીને હવે તારી સ્તુતિ કરવાને કોણ શક્તિમાન હોઇ શકે ? ૬૫/૮૪॥ આ પ્રમાણે સ્તવન કરેલી એવી હે દેવિ, તું તારા ઉદાર સામર્થ્યે કરીને આ મધુ અને કૈટભ નામે બે ઉન્મત્ત દૈત્યોને મોહ પમાડ, ૬૬/૮૫॥ અને જલદીથી જગતના સ્વામી વિષ્ણુને જાગૃત કર, તથા આ બે મોટા દૈત્યનો નાશ કરવાને તેમને પ્રેરણા કર. ૬૭/૮૬-૮૭ ઋષિ કહેછે,—એ પ્રકારે બ્રહ્માએ સ્તવન કરેલી તામસી દેવી મધુકૈટભનો નાશ કરવાને વિષ્ણુને જગાડવા માટે ૬૮/૮૮॥ તેના નેત્ર, મુખ, નાસિકા, બાહુ, હૃદય, અને છાતીથકી નીકળીને અવ્યક્તજન્મા બ્રહ્માની દૃષ્ટિ આગળ ઉભી રહી. ૬૯/૯૦॥ તેના થકી મુક્ત થયા એવા જગત્પતિ વિષ્ણુ એકીભૂત સમુદ્રમાંના શયન થકી ઉઠ્યા. અને અતિશય બળવાન અને પરાક્રમી, ક્રોધે કરીને રાતાં નેત્રવાળા તથા બ્રહ્માને ખાઇ જવાનો ઉદ્યોગ કરતા, એવા તે દુરાત્મા મધુ અને કૈટભને જોયા. ૭૦-૭૧/૯૧-૯૨॥ પછી ત્યાંથી ઉઠીને તે બન્નેની સાથે સર્વવ્યાપક ભગવાન વિષ્ણુએ પાંચ હજાર વર્ષલગી બાહુયુદ્ધ કર્યું. ૭૨/૯૩॥ એટલે અતિશય બળવડે ઉન્મત્ત થઇ ગયેલા અને મહામાયાએ મોહ પમાડેલા તે બન્ને જણ વિષ્ણુને કહેવા લાગ્યા કે અમારી પાસે વરદાન માગો. ૭૩/૯૪-૯૫ ભગવાન કહેછે,—તમે બન્ને જણ મારાપર પ્રસન્ન થયા છો તો બન્નેયનો વધ મારે હાથે થાઓ. બીજું વરદાન મારે અહીં શું કરવું છે ? હું તો એટલુંજ માગું છું. ૭૪/૯૭-૯૮ ઋષિ કહેછે,—એ રીતે વરદાન લઇને છેતરેલા બન્ને જણે બધું વિશ્વ જળમય જોઇને કમળ સરખાં નેત્રવાળા ભગવાનને કહ્યું કે જે જગોએ પૃથ્વી જળમાં ડૂબેલી ન હોય ત્યાં અમારો વધ કરો. ૭૫/૧૦૦-૧૦૧ ઋષિ કહેછે–'વારૂ તેમ' એ પ્રકારે કહીને શંખ, ચક્ર, અને ગદા ધારણ કરનારા ભગવાને ચક્રવડે તેમના કટિ તથા જંઘાની વચમાંથી તથા માથા આગળથી ભાગ કરી નાખ્યા. ૭૬/૧૦૩ એ પ્રમાણે બ્રહ્માએ સ્તુતિ કરવા ઉપરથી એ દેવી પોતે ઉત્પન્ન થઇ હતી; એ દેવીનું સામર્થ્ય હું તને ફરીને કહું તે સાંભળ. ૭૭/૧૦૪

॥ एवमेषा समुत्पन्ना ब्रह्मणा संस्तुता स्वयं ॥
॥ प्रभाव मस्या देव्यास्तु भूयः शृणु वदामि ते ॥ ७७ ॥

इतिश्रीपु०प्रकाशे मा०पुराणे सावर्णिकेमन्वंतरे देवीमाहात्म्ये मधुकैटभवधोनाम गु०भाषायां ८१ अध्यायः ॥ ( १ )

---

ऋषिरुवाच ॥ देवासुरमभूद्युद्धं पूर्णमब्दशतं पुरा ॥
॥ महिषेऽसुराणामाधिपे देवानां च पुरंदरे ॥ १॥

ઋષિ કહેછે,—પૂર્વે દેવને અને દૈત્યને પૂરેપૂરાં સો વર્ષલગી યુદ્ધ થયું, તેમાં દૈત્યોનો અધિપતિ મહિષાસુર હતો, અને દેવોનો સ્વામી ઇંદ્ર હતો. ૧/૨ તેમાં મહાબળવાન દૈત્યોએ દેવની સેનાને હરાવી, અને સર્વ દેવોને જીતીને મહિષાસુર ઇંદ્ર થયો. ૧/૩ પછી પરાજય પામેલા દેવો પ્રજાપતિ બ્રહ્માને આગળ કરીને શિવ અને વિષ્ણુ જે સ્થળમાં હતા ત્યાં ગયા. ૧/૪ અને તે બન્નેને પોતાનો પરાભવ થયો તે, તથા મહિષાસુરની વર્તણૂંક, એ સર્વ વિસ્તારીને થયા પ્રમાણે દેવો કહેવા લાગ્યા. ૧/૫ તે (મહિષાસુર) સૂર્ય, ઇંદ્ર, અગ્નિ, વાયુ, ચંદ્ર, યમ, વરુણ અને બીજા દેવોના અધિકારને પોતે ભોગવેછે. ૧/૬ દુરાત્મા મહિષાસુરે સ્વર્ગમાંથી કાઢી મૂકેલા સર્વે દેવના સમૂહો પૃથ્વી ઉપર મનુષ્યોની પેંઠે રખડે છે. ૧/૭ એ સર્વ તમને દૈત્ય લોકોનાં દુરાચરણ કહ્યાં, અને અમો તમારે શરણે આવ્યા છીએ, માટે તેનો વધ કરવાની જુક્તિ શોધી કાઢો. ૧/૮ આ પ્રમાણે દેવોનાં વચન સાંભળીને વાંકી ભ્રકુટીયુક્ત મુખવાળા મધુસૂદન વિષ્ણુ તથા શિવ, બન્ને જણે કોપ કર્યો. ૧/૯ પછી અતિશય ક્રોધથી પૂર્ણ થયેલા વિષ્ણુ, બ્રહ્મા તથા શંકરના મુખમાંથી મોટું તેજ નીકળ્યું; ૧/૧૦ અને તેજ પ્રમાણે બીજા ઇંદ્રાદિક દેવોના શરીરમાંથી પણ મોટું તેજ નીકળ્યું અને તે સર્વ એકત્ર થયું. ૧/૧૧ જાણે પર્વત બળતો હોય, તે પ્રમાણે જેની જ્વાળાઓવડેકરીને દિશાઓનાં અંતર વ્યાપ્ત થઇ ગયાંછે એવો મોટો તેજનો સમુદાય ત્યાં દૈત્યોની નજરે પડયો. ૧/૧૨ પછી સર્વ દેવના શરીરમાંથી ઉત્પન્ન થયેલું તે અતુલ તેજ ત્યાં આગળ (કાત્યાયનના આશ્રમમાં) એકઠું થયું, અને તેમાંથી, જેની કાંતિથી ત્રણ લોક વ્યાપ્ત થઇ ગયા એવી એક સ્ત્રી ઉત્પન્ન થઇ ૧/૧૩ શિવના તેજથી તેનું મુખ ઉત્પન્ન થયું, યમના તેજથી કેશ, અને વિષ્ણુના તેજથી બાહુ ઉત્પન્ન થયા ૧/૧૪ ચંદ્રના તેજથી બે સ્તન, ઇંદ્રના તેજથી મધ્ય ભાગ, વરુણના તેજથી જંઘાઉરૂ અને પૃથ્વીના તેજથી

નિતંબ ઉત્પન્ન થયા. ૧૪/૧૫ બ્રહ્માના તેજથી બન્ને પગ, સૂર્યના તેજથી તેની (પગની) આંગળીઓ, વસુઓના તેજથી હાથની આંગળીઓ, અને કુબેરના તેજથી નાસિકા ઉત્પન્ન થઇ. ૧૫/૧૬ તેના દાંત દક્ષાદિ પ્રજાપતિના તેજથી અને અગ્નિના તેજથી ત્રણ નેત્ર થયાં. ૧૬/૧૭ બે સંધ્યાઓના તેજથી ભ્રકુટીઓ, વાયુના તેજથી બન્ને કર્ણ, અને તેજ પ્રમાણે બીજા દેવોના તેજના એકીભાવથી **ભવાની** ઉત્પન્ન થઈ. ૧૭/૧૮ પછી સમસ્ત દેવોના તેજના સમૂહથી ઉત્પન્ન થયેલી તેને જોઇને મહિષાસુરે પીડેલા દેવો આનંદ પામ્યા. ૧૮/૧૯ પોતાના શૂલમાંથી શૂલ કાઢીને શંકરે તેને આપ્યું; પોતાના ચક્રમાંથી ચક્ર જુદું કરીને કૃષ્ણે આપ્યું. ૧૯/૨૦ વરૂણે શંખ, અને અગ્નિએ તેને શક્તિ આપી; વાયુએ ધનુષ્ય તથા બાણથી ભરેલો ભાથો આપ્યો. ૨૦/૨૧ સહસ્ર નેત્રવાળા દેવના રાજા ઇંદ્રે વજ્રમાંથી જુદું કરીને વજ્ર આપ્યું તથા ઐરાવત હાથીથકી ઘંટા આપી. ૨૧/૨૨ યમરાજાએ પોતાના કાળદંડમાંથી દંડ, વરૂણે પાશ, પ્રજાપતિએ રૂદ્રાક્ષની માળા અને બ્રહ્માએ કમંડલુ આપ્યું. ૨૨/૨૩ સૂર્યદેવે તમામ રોમછિદ્રમાં પોતાનાં કિરણ આપ્યાં, અને કાળે નિર્મળ ઢાલ તરવાર આપી. ૨૩/૨૪ ક્ષીરસાગરે નિર્મળ હાર, નિત્ય પ્રત્યે નૂતન થાય એવાં બે વસ્ત્ર, દિવ્ય એવો માથાનો મણિ, બે કુંડલ, તથા વાળીઓ આપી. ૨૪/૨૫ તેમજ એક ઉજ્વળ અર્ધચંદ્ર, સર્વ બાહુઓમાં બાજુબંધ, ચોખ્ખાં ઝાંઝર, તથા અતિ ઉત્તમ કંઠનું આભૂણ આપ્યું. ૨૫/૨૬ વળી બધી આંગળીઓએ રત્નજડિત વીંટીઓ આપી. વિશ્વકર્માએ તેને એક અત્યંત તીક્ષ્ણ ફરસી આપી. ૨૬/૨૭ તથા અનેક જાતનાં અસ્ત્ર તથા અભેદ્ય કવચ આપ્યું. સમુદ્રે તેને કરમાય નહીં એવો કમળનો હાર માથે તથા બીજો હૃદય ઉપર પેહેરાવ્યો, તથા એક ઘણું રૂપાળું કમળ આપ્યું. હિમાચળે તેને સિંહનું વાહન તથા નાનાપ્રકારનાં રત્ન આપ્યાં; ૨૭-૨૮/૨૮-૨૯ કુબેરે સુરા ભરીને મદ્યપાન કરવાનું પાત્ર આપ્યું તથા જે આ પૃથ્વીને ધારણ કરી રહ્યા છે એવા સર્વ નાગના સ્વામી શેષે મહામણિઓવડેકરીને અલંકૃત ૨૯/૩૦ એવો એક નાગહાર આપ્યો. બીજા દેવોએ પણ અલંકાર તથા આયુધ આપીને ૩૦/૩૧ સન્માન કરેલી દેવીએ વારંવાર મોટું હાસ્ય કરીને ભારે ગર્જના કરી; એવી કે તેના અતિ મોટા ભયાનક શબ્દથી આખું આકાશ ભરાઇને ૩૧/૩૨ વ્યાપ્ત થઈ ગયું; અને તેનો મોટા પડઘા પડયો, તેથી

સર્વ લોકો ક્ષોભ પામ્યા, સમુદ્રો કંપી ઉઠ્યા, ૩૩ પૃથ્વી ચલાયમાન થઈ, અને બધા પર્વતો હાલી ઉઠ્યા. તથા તે સિંહ ઉપર સ્વારી કરનારી દેવીને 'જય, જય.' એ પ્રકારે દેવો આનંદથી કહેવા લાગ્યા. ૩૪ તથા ભક્તિવડે નમ્ર અંતઃકરણવાળા મુનિઓ એની સ્તુતિ કરવા લાગ્યા. તે વખતે દૈત્યો સમસ્ત ત્રણ લોકને ક્ષોભ પામેલા જોઇને ૩૫ પોતાની તમામ સેનાઓને યુદ્ધ કરવાને માટે તૈયાર કરીને હથિયાર ઉગામીને ઉઠ્યા. 'હાંરે, એ શું છે?' એમ ક્રોધથી બોલીને મહિષાસુર ૩૬ પોતાના તમામ અસુરોને લેઇને જે તરફથી શબ્દ આવ્યો હતો તે તરફ દોડ્યો, તો જેની કાંતિવડે ત્રણલોક વ્યાપ્ત થઇ ગયા છે, એવી દેવીને જોઇ. ૩૭ જેના પગ મૂકવાવડેકરીને પૃથ્વી નમી ગઇ છે, જેના મુકુટવડેકરીને આકાશ ઉઝરડાઇ ગયું છે, અને જેના ધનુષ્યની પણછના ટંકારવડેકરીને આખું પાતાળ ડોલમડોલ થઈ ગયું છે, ૩૮ તેમ પોતાના હજાર હાથવડેકરીને જે દિશાઓમાં વ્યાપીને રહીછે, એવી દેવીને તેણે દીઠી. પછી તે દેવીની સાથે દૈત્યોનું યુદ્ધ ચાલુ થયું, ૩૯ જે યુદ્ધમાં ઘણેપ્રકારે છોડેલાં શસ્ત્ર તથા અસ્ત્રવડેકરીને દિશાઓનાં અંતર પ્રકાશિત થઇ ગયાંછે. **મહિષાસુરના** સેનાપતિ **ચિક્ષુર** નામે મોટા દૈત્યે ૪૦ યુદ્ધ કરવા માંડ્યું. ચતુરંગિણી સેના લેઇને **ચામર** નામે અસુર બીજાઓ સહિત આવ્યો. સાઠ હજાર રથ લેઇને **ઉદગ્ર** નામે મહાદૈત્ય લડવા લાગ્યો. ૪૧ એક કોટિ રથ લેઇને **મહાહનુ**, તથા પચ્ચાસ લાખ રથ લેઇને **અસિલોમા** નામે મોટો અસુર યુદ્ધ કરવા લાગ્યો ૪૨ **બાષ્કલ** નામે દૈત્યે સાઠ લાખ રથ લેઇને રણમાં સંગ્રામ મચાવ્યો; તથા અનેક સહસ્ત્ર હાથીઘોડા લેઇને ૪૩ કોટિ રથથી વિંટાયલો તે એ સંગ્રામમાં યુદ્ધ કરવા લાગ્યો. **બિડાલ** નામે દૈત્યે પાંચ અબ્જ રથોએ સહિત તે યુદ્ધમાં લડવા માંડ્યું. બીજા પણ રથ, હાથી, તથા ઘોડાથી વીંટાયલા હજારો ૪૪-૪૫ મોટા અસુરો તે સંગ્રામમાં દેવીનીસાથે લડવા લાગ્યા. તે યુદ્ધમાં કોટિકોટિ સહસ્ત્ર રથ, હાથીઓ, ૪૬ અને ઘોડાઓથી મહિષાસુર વીંટાયલો હતો. કેટલાક દૈત્ય તોમર, ભિંદિપાલ, શક્તિ, તથા મુસલ નામે આયુધો લેઇને તથા કેટલાક ખડ્ગ, ફરસી, તથા પટ્ટિશ નામે આયુધ લેઇને સંગ્રામમાં દેવોની સાથે યુદ્ધ કરવા લાગ્યા. કેટલાકે શક્તિઓ ફેંકવા માંડી, અને બીજા કેટલાકે પાશ નામે આયુધ નાખવા માંડ્યાં. ૪૭-૪૮ તેઓ દેવીને તરવારના ઘાએકરીને મા-

રવાનો ઉદ્યોગ કરવા લાગ્યા. પછી પોતાના શસ્ત્ર અને અસ્ત્રનો વરસાદ વરસાવતી દેવી ચંડિકાએ પણ તેમનાં શસ્ત્રાસ્ત્રને રમતની પેઠે કાપી નાખ્યાં. દેવ અને ઋષિઓએ સ્તવન કરેલી તથા શ્રમરહિત છે મુખ જેનું એવી સમર્થ દેવીએ ૪૮/૪૯-૪૯/૫૦ દૈત્યોના દેહ ઉપર શસ્ત્ર અને અસ્ત્ર મૂકવા માંડ્યાં. દેવીનું વાહન જે સિંહ તેણે પણ ક્રોધયુક્ત થઇ પોતાની કેશવાળી ખંખેરીને ૫૦/૫૧ વનમાં જેમ અગ્નિ ફરવા માંડે તેમ દૈત્યોના સૈન્યમાં ફરવા માંડ્યું. યુદ્ધ કરતી અંબિકા દેવીએ જે નિઃશ્વાસ મૂકવા માંડ્યા, ૫૧/૫૨ તેમાંથી સેંકડો અને હજારો ગણ ઉત્પન્ન થયા; અને દેવીની શક્તિવડે વૃદ્ધિ પામેલા તે દૈત્યસમૂહને નાશ કરતા, ફરસી, ભિંદિપાળ, (ગોફણ) તરવાર, પટ્ટિશ આદિક આયુધો લેઇને યુદ્ધ કરવા લાગ્યા. કેટલાક ગણ શંખ તથા પટહ નામે વાદ્ય વગાડવા લાગ્યા. ૫૨/૫૩-૫૩/૫૪ તે યુદ્ધરૂપી મહોત્સવમાં કેટલાક મૃદંગ વગાડવા લાગ્યા. પછી દેવીએ ત્રિશૂળ, ગદા, અને શક્તિનો વરસાદ વરસાવીને, તથા ખડ્ગ આદિક હથિઆરોવતી, સેંકડો મોટા દૈત્યોને મારી નાખ્યા. કેટલાકને ઘંટાના નાદથી મોહ પમાડીને પાડી દીધા. ૫૪/૫૫-૫૫/૫૬ કેટલાક દૈત્યોને પાશવતી બાંધીને પૃથ્વી ઉપર ખેંચવા માંડ્યા. બીજા કેટલાકના તીક્ષ્ણ એવા ખડ્ગના ઝપાટાથી બે ભાગ કરી નાખ્યા. ૫૬/૫૭ ગદાએ કરીને હણેલા કેટલાક પૃથ્વી ઉપર પડીને સૂતા. મુસલની ચોટ સજ્જડ લાગવાથી કેટલાક લોહી ઓકવા લાગ્યા. ૫૭/૫૮ કેટલાકને શૂલવતી છાતી ફાડી નાખી જમીન ઉપર પાડ્યા. કેટલાકને રણભૂમિમાં બાણના સમુદાયથી (શાહુડી જેવા) સર્વ જગોએ વ્યાપ્ત કરી નાખ્યા. ૫૮/૫૯ સેનામાં આગળ ચાલનારા દૈત્યોએ પણ પ્રાણ છોડ્યા, કેટલાકના બાહુઓ અને કેટલાકનાં ગળાં કપાઇ ગયાં. ૫૯/૬૦ કેટલાકનાં માથાં પડી ગયાં, કેટલાકને વચમાંથી કાપી નાખ્યા, અને બીજા કેટલાક મોટા દૈત્યોની જાંઘો કપાઇને તે પૃથ્વી ઉપર પડ્યા. ૬૦/૬૧ કેટલાકના દેવીએ બે ભાગ કરવાથી એક બાહુ, એક નેત્ર, અને એક પગવાળા થઇ રહ્યા. કેટલાકનાં માથાં કાપી નાખ્યાં, તથાપિ પડેલા પાછા ઉભા થયા. ૬૧/૬૨ ઉત્તમ આયુધ જેમણે ઝાલેલાં છે એવાં માથાવિનાનાં ધડ દેવીનીસાથે લડવા લાગ્યાં. માથાં જેમનાં કપાઇ ગયાં છે તથા હાથમાં ખડ્ગ, શક્તિ, અને ઋષ્ટિ (ડાંગ) નામે આયુધ ઝાલેલાં છે, એવાં કેટલાંક ધડ તુરી નામે વાજાના અવાજમાં નિમગ્ન થયેલાં હોઇને સંગ્રામમાં નાચવા લાગ્યાં.

કેટલાક મોટા દૈત્યો 'ઊભી રહે, ઊભી રહે,' એમ દેવી પ્રત્યે બોલતા હતા. ૬૨/૬૩-૬૩/૬૪ જ્યાં આગળ તે ભારે સંગ્રામ થયો હતો ત્યાં પડેલા રથ, હાથી, ઘોડા, અને દૈત્યોથી પૃથ્વી ઉપર ચાલવાની જગો રહી નહોતી. ૬૪/૬૫ તત્કાળ ત્યાં આગળ અસુરની સેનાના હાથી, ઘોડા, અને દૈત્યોની વચમાં રૂધિરના ઓઘવાળી મોટી નદીઓ વહેવા લાગી. ૬૫/૬૬ અગ્નિ જેમ તૃણકાષ્ટના મોટા ઢગલાને ક્ષણમાં બાળી નાખેછે, તેમ એ અસુરના મોટા સૈન્યને જોતજોતાંમાં અંબિકાએ નાશ કર્યું. ૬૬/૬૭ કંપાવી છે કેશવાળી જેણે એવો તે સિંહ પણ મોટી ગર્જના કરીને દેવશત્રુઓના શરીરમાંથી પ્રાણનેજ જાણે શોધી કાઢવા લાગ્યો છે. ૬૭/૬૮ તે સંગ્રામમાં દેવીના ગણોએ પણ અસુરોની સાથે એવું યુદ્ધ કર્યું કે જેથી તેમના પર આકાશમાં દેવોએ પ્રસન્ન થઇને પુષ્પની વૃષ્ટિ કરી. ૬૮/૬૯

॥ देव्यागणश्च तैस्तत्र कृतं युद्धं तथासुरैः ॥

॥ यथैषां तुतुषु र्देवा पुष्पवृष्टिमुचो दिवि ॥ ६८ ॥

इतिश्री पु०प्रकाशे मा०पुराणे सावर्णिके मन्वंतरे देवीमाहात्म्ये. महिषासुरसैन्यवधो नाम गु०भाषायां ८२ अध्यायः ॥ २ ॥

---

ऋषिरु० ॥ निहन्यमानं तत्सैन्यमवलोक्य महासुरः ॥

॥ सेनानी श्चिक्षुरः कोपाद्ययौ योद्धुमथांबिकां ॥ १॥

ઋષિ કહેછે,—મહિષાસુરનો સેનાપતિ ચિક્ષુર નામે મોટો અસુર પોતાનું સૈન્ય હણાતું જોઇને ક્રોધ કરી અંબિકાની સાથે યુદ્ધ કરવાને આવ્યો. ૧/૨ જેમ મેરૂ પર્વતના શિખર ઉપર મેઘ જળની વૃષ્ટિ કરવા માંડે છે, તેમ તે દૈત્યે સંગ્રામમાં દેવીના ઉપર બાણનો વરસાદ વરસાવી મૂક્યો. ૨/૩ પછી દેવીએ તેના બાણના સમૂહને રમતની પેઠે કાપી નાખીને તેના ઘોડાને તથા ઘોડાઓના હાકનારાને બાણોએકરીને હણ્યા. ૩/૪ તત્કાળ તેનું ધનુષ્ય અને અતિ ઊંચો ધ્વજાને પણ કાપી નાખ્યાં. તેમ કપાયું છે ધનુષ્ય જેનું એવા તે દૈત્યના દેહને બાણોએકરીને વીંધ્યો. ૪/૫ ધનુષ્ય જેનું કપાઇ ગયું, ઘોડા અને સારથી મરાયા, તથા રથ વિનાનો થઈ ગયેલો તે દૈત્ય ઢાલતરવાર લેઇને દેવીની સામે દોડ્યો, ૫/૬ અને તે અતિશય વેગવાળા

દૈત્યે તીક્ષ્ણ ધારવાળા ખડ્ગવતી સિંહને માથામાં પ્રહાર કરીને દેવીને પણ ડાબા હાથપર ઝપાટો માર્યો. ૬ હે રાજપુત્ર, હાથમાં લાગતાંજ તે ખડ્ગ તૂટી ગયો, ત્યારે ક્રોધથી રાતાનેત્રવાળાએ તેણે શૂળ લીધું. ૭ અને તેજ-વડેકરીને જાજ્વલ્યમાન સૂર્યનું બિંબ જેમ આકાશમાંથી ફેંકે તેમ ભદ્ર-કાળીના ઉપર તે ફેંક્યું. ૮ આવતા શૂળને જોઇને દેવીએ પણ પોતાનું શૂળ ફેંક્યું; તેણે દૈત્યના આવતા શૂળના અને તે દૈત્યના પણ સેંકડો કટકા કરી નાખ્યા. ૧૦ મહાબળવાન મહિષાસુરનો સેનાપતિ મરાયો એટલે ચામર નામે દૈત્ય હાથીપર બેસીને આવ્યો. ૧૧ તેણે પણ દેવીના ઉપર શક્તિ મૂકી; દેવીએ તેને હોંકારાની સાથે હણીને નિસ્તેજ કરી પૃથ્વીપર પાડી નાખી. ૧૨ શક્તિ પડતાં ભાગી ગઇ તે જોઇને ક્રોધયુક્ત થયેલા ચામરે શૂળ ફેંક્યું. તેને પણ બાણોએ કરીને દેવીએ કાપી નાખ્યું ૧૩ પછી સિંહ છલંગ મા-રીને તેના હાથીના કુંભસ્થળની મધ્યે જઇ બેઠો, અને તેણે દૈત્યની સાથે ભારે બાહુ યુદ્ધ કરવા માંડયું. ૧૪ યુદ્ધ કરતા કરતા તે બન્ને જણ તે હા-થીપરથી પૃથ્વીપર પડ્યા. અને ત્યાં પણ અતિ દારૂણ પ્રહાર એકબીજાને કરીને ખૂબ ખીજવાઇને યુદ્ધ કરવા લાગ્યા. ૧૫ પછી ચપળતાથી આકાશ-માં કૂદી પાછો પડીને તે સિંહે પંઝાના એક ઝપાટાએકરીને ચામરાસુરનું માથું જૂદું કરી નાખ્યું. ૧૬ યુદ્ધમાં ઉદગ્ર નામે દૈત્યને દેવીએ પથરા તથા વૃક્ષોએ કરીને પૂરો કર્યો. દંત તથા મુષ્ટિતલના પ્રહારે કરીને કરાલને રોળી નાખ્યો. ૧૭ ક્રોધપામેલી દેવીએ ગદા મારીને ઉદ્ધતનો ચૂરો કરી નાખ્યો, ભિંદિપાલ નામે આયુધેકરીને બાષ્કલને, અને બાણોએ કરીને તામ્ર તથા અંધકને માર્યા. ૧૮ ઉગ્રાસ્ય, ઉગ્રવીર્ય, અને મહાહનુ નામે દૈત્યોને ત્રણનેત્રવાળી પરમેશ્વરીએ ત્રિશૂલવતી હણ્યા. ૧૯ બિડાલના ધડ ઉપરથી તરવારેકરી માથું પાડી નાખ્યું; દુર્ધર અને દુર્મુખ, એ બન્ને જણને બાણોએકરીને યમરાજાને ઘેર મોકલાવી દીધા. ૨૦ એવીરીતે પોતાનું સૈન્ય ક્ષય પામી ગયું જોઇ મહિષાસુરે પાડાનું રૂપ લેઇને દેવીના ગણોને બીહીવરાવવા માંડ્યા. ૨૧ કેટલાકને માથું મારીને, કેટલાકને લાતો મારીને, કેટલાકને પૂંછડાના ઝપાટાથી, કેટલાકને શીંગડાંવતી ચીરી ના-ખીને ૨૨ કેટલાકને દોડવાના વેગથી, કેટલાકને શબ્દથી અને ભમવાથી, તથા કેટલાકને શ્વાસોચ્છ્વાસના પવનેકરીને પૃથ્વી ઉપર પાડી નાખ્યા. ૨૩ દેવી-

ગણના સમૂહને પાડીને તે દૈત્ય મહાદેવીના સિંહને હણવાને દોડયો; તે વખતે અંબિકાએ કોપ કર્યો. ૨૩/૨૪ ખરીઓવતી પૃથ્વીનું પૃષ્ટ જેણે ખોદી નાખ્યું છે એવો મહાવીર્યવાન તે દૈત્ય પણ કોપેકરીને ઉંચા પર્વત ઉખેડીને નાખવા લાગ્યો તથા ગર્જના કરવા લાગ્યો. ૨૪/૨૫ તેના વેગેકરીને ભમવાથકી પૃથ્વી ખોદાઇને ધસી પડવા લાગી, અને પૂછડાવતી હણેલો સમુદ્ર ચારેપાસેથી ડૂબાડવા લાગ્યો. ૨૫/૨૬ હાલેલાં શીંગડાંથી ભેદ પામેલા મેઘના કકડા કકડા થઇ ગયા. અને તેના શ્વાસના વાયુએ કરીને ફેંકાયલા સેંકડો પર્વતો આકાશમાંથી પડવા લાગ્યા. ૨૬/૨૭ એ પ્રકારે ક્રોધે કરીને આખરાયલા મોટા દૈત્યને આવતો જોઇને તેનો વધ કરવાને તે સમયે ચંડિકાએ કોપ કર્યો. ૨૭/૨૮ તેણીએ દૈત્યના ઉપર પાશ નાખીને તેને બાંધ્યો, ત્યારે આ ભારે સંગ્રામમાં બંધાયલા તે મહિષાસુરે પાડાનું રૂપ પડતું મેલ્યું, ૨૮/૨૯ અને પછી તત્કાળ સિંહ થયો. જેવે અંબિકા તેનું માથું કાપવા જાય છે કે હાથમાં ખડ્ગ ઝાલેલું એવો પુરૂષ દેવીની નજરે પડયો. ૨૯/૩૦ એટલે તરતજ બાણોએકરીને ઢાલ તરવાર સહિત તે પુરૂષને દેવીએ કાપી નાખ્યો, ત્યારે તે મોટો હાથી બની ગયો, ૩૦/૩૧ અને શુંડવડેકરીને દેવીના મોટા સિંહને એંચવા અને ગર્જના કરવા લાગ્યો. એ રીતે એંચતા તે હાથીની શુંડ દેવીએ તલવારથી કાપી નાખી. ૩૧/૩૨ એટલે પાછો તે મોટો અસુર પાડાનો દેહ ધારણ કરીને પેહેલાંની પેઠે સ્થાવર જંગમ ત્રણ લોકને ગભરાવવા લાગ્યો. ૩૨/૩૩ પછી ક્રોધ પામેલી જગતની માતા ચંડિકાએ ઉત્તમ એવું મધપાન કર્યું, અને રાતાં થયાં છે નેત્ર જેનાં એવી વારંવાર હસવા લાગી. ૩૩/૩૪ બળ અને પરાક્રમના મદેકરી ઉદ્ધત એવો તે દૈત્ય પણ ગર્જના કરવા લાગ્યો, અને શીંગડાંવતી દેવીનાભણી પર્વતોને ફેંકવા લાગ્યો. ૩૪/૩૫ તેણે ફેંકેલા પથ્થરોને બાણના સમુદાયથી ચુરો કરીનાખતી દેવીએ તેને મદેકરીને કંપિત તથા કોઠાર વાણીએ વ્યાપ્ત અક્ષરે કરીને કહ્યું. ૩૫/૩૬ દેવી કહેછે,—હે મૂઢ જ્યાં લગી હું મધપાન કરી લેઉં ત્યાં લગી એક ક્ષણવાર તું ગર્જના કરી લે: પછી હું તને મારીશ એટલે આજ જગોએ સત્વર દેવતાઓ ગર્જના કરશે. ૩૬/૩૮ ઋષિ કહેછે,—એમ કહીને તે દેવી ત્યાંથી કૂદીને તે મોટા અસુર ઉપર ચઢી બેઠી. અને પગવતી તેનું ગળું દબાવીને બરછીથી તેને મારવા માંડયો. ૩૮/૪૦ પછી તે દેવીએ પગતળે દબાવેલો તે

પોતાના મુખમાંથી મહાબળેકરીને અરધોજ બાહાર નીકળ્યો કે દેવીએ તેને અટકાવી રાખ્યો. ૩૯ અરધોજ નીકળેલા અને યુદ્ધ કરતા તે મહાન્ દૈત્યનું માથું મોટા ખડ્ગેકરીને કાપીને દેવીએ તેને (પૃથ્વીઉપર) પાડયો. ૪૦ એટલે આખા દૈત્યના સૈન્યમાં હાહાકાર વરતાયો અને તે નાઠું; તથા સર્વે દેવતાઓના સમૂહો પરમ આનંદ પામ્યા. ૪૦ પછી દિવ્ય એવા મહર્ષિઓએ સહિત દેવતાઓ દેવીની સ્તુતિ કરવા લાગ્યા; ગંધર્વના સ્વામીઓ ગાવા લાગ્યા; અને અપ્સરાના સમૂહો નૃત્ય કરવા લાગ્યા. ૪૧

॥ तुष्टुवुस्तां सुरा देवीं सहदिव्यैर्महार्षिभिः ॥
॥ जगुर्गंधर्वपतयो ननृतुश्चाप्सरोगणाः ॥ ४१ ॥

इतिश्री पु०प्रकाशे मा० पुराणे सावर्णिके मन्वंतरे देवीमाहात्म्ये महिषासुरवधो नाम गु० भाषायां ८३ अध्याय: ॥ ३. ॥

---

ऋषिरुवाच ॥ शक्रादयः सुरगणा निहतेऽतिवीर्ये ॥
॥ तस्मिन्दुरात्मनि सुरारिबले च देव्या ॥
॥ तां तुष्टुवुः प्रणतिनम्रशिरोधरांसा ॥
॥ वाग्भिः प्रहर्षपुलकोद्गमचारुदेहाः ॥ १ ॥

ઋષિ કહેછે,—મહા વીર્યવાન દુરાત્મા તે મહિષાસુર અને દેવના શત્રુ દૈત્યોનું સૈન્ય દેવીએ હણ્યું, ત્યારે અત્યાનંદવડે શરીરનાં રૂવાટાં ઉભાં થવાથી સુંદર છે દેહ જેમના તથા નમસ્કાર કરવાવડેકરીને નીચા થયા છે શિરને ધારણ કરનારા ખભા જેમના એવા ઇંદ્રાદિ દેવગણો તે દેવીનું વાણીવડે સ્તવન કરવા લાગ્યા. ૧ સમગ્ર દેવના ગણોની શક્તિના સમૂદાયરૂપ જેની મૂર્તિ છે, એવી જે દેવીએ આ જગત્ પોતાની શક્તિવડેકરીને વિસ્તાર પમાડયું છે, તે, તમામ દેવ અને મોટા ઋષિઓએ પૂજવા યોગ્ય અંબિકાને અમે ભક્તિએ કરીને નમસ્કાર કરીએ છીએ; તે અમારાં રૂડાં વાનાં કરો. ૨ જેનું અતુલ સામર્થ્ય તથા પ્રભાવ કહેવાને ભગવાન વિષ્ણુ, શેષ, બ્રહ્મા, કે શિવ પણ પરિપૂર્ણ નથી, તે ચંડિકા આખા વિશ્વનું પાલન કરવાની અને દૈત્યોથી થતો ભય નાશ કરવાની બુદ્ધિ કરો. ૩ પુણ્યવાન

પુરૂષોના ઘરમાં જે પોતે લક્ષ્મીરૂપ છે, પાપી પુરૂષોના ઘરમાં જે અલક્ષ્મી (દારિદ્રય) રૂપ છે, જ્ઞાનવાન પુરૂષોના હૃદયમાં જે બુદ્ધિ રૂપ છે, જે સત્પુરૂષોની શ્રદ્ધા અને કુળવાન પુરૂષથકી જન્મેલાની લજ્જા રૂપ છે, એવી તને અમે પ્રણામ કરીએ છીએ; હે દેવિ, જગતનું પાલન કર. ૪ તે તારા અચિંત્ય રૂપનું અને અસુરોનો ક્ષય કરનારા અત્યંત પરાક્રમનું, તેમજ હે દેવિ, સંગ્રામમાં તારાં આશ્ચર્યકારક ચરિત્રોનું સર્વે દેવ તથા દૈત્યોના સમુદાયમાં અમે શું વર્ણન કરિયે! ૫ તું સમસ્ત જગતની કારણભૂત અને ત્રણ ગુણયુક્ત છે તથાપિ દોષોનેલીધે શિવ વિષ્ણુઆદિક તને જાણી શકતા નથી, એવી તું અપાર છે; તું સર્વનું અધિષ્ઠાન છે; આ બધું જગત્ તારૂં અંશભૂત છે; તું સર્વોપરિ અને અવ્યાકૃત (એટલે વાણીએ કરી ન કહેવાય એવી) આદ્ય પ્રકૃતિ છે. ૬ હે દેવિ, જેનું ઉચ્ચારણ કરવાવડે સમસ્ત દેવગણ સર્વ યજ્ઞોમાં તૃપ્તિ પામેછે, એવી તું સ્વાહાછે. તું પિતૃગણને તૃપ્તિ કરવાનું કારણ છે, માટે લોકો તને સ્વધા કહેછે. ૭ હે દેવિ, તું ચિંતન ન કરીશકાય એવી * મહાવ્રતરૂપછે અને મોક્ષનું કારણ છે; સમગ્ર દોષ જેમના નાશ પામ્યા છે તથા રૂડે પ્રકારે ઇંદ્રિયોને નિયમમાં રાખીને ઉત્તમ તત્વ જેમણે પ્રાપ્ત કર્યું છે, એવા મોક્ષની વાંછનાવાળા મુનિઓ જેનો અભ્યાસ કરેછે, એવી પરમ ભગવતી તું તે વિદ્યારૂપછે. ૮ તું શબ્દરૂપ દેવી અત્યંત નિર્મળ ઋગ્વેદ અને યજુર્વેદનો તથા ઉદ્ગીથ નામે ગાન વિશેષનાં રમણિક પદોના પાઠવાળા સામવેદનો, ભંડાર છે. હે દેવિ, તું વેદત્રયીરૂપ ભગવતી છે; પ્રાણીઓના જીવનનેઅર્થે તું તેમની જીવિકાવૃત્તિ છે; અને સર્વ જગતની પરમ પીડાને હણનારી છે. ૧૦ સમગ્ર શાસ્ત્રોનો સાર જેણે જાણેલો છે એવી હે દેવિ, તું મેધારૂપ છે; દુર્ગમ એવા સંસારસાગરને તરવાની નૌકારૂપ તું સંગરહિત દુર્ગાદેવી છે; કૈટભના શત્રુ વિષ્ણુના હૃદયને વિષેજ જેણે એક વાસ કર્યોછે એવી લક્ષ્મીરૂપ તું છે; ચંદ્રશેખર શિવનેવિષે જેણે સ્થાન કર્યું છે એવી ગૌરીરૂપ પણ તુંજ છે. ૧૧ ચંદ્રના પૂર્ણ બિંબ સરખું, નિર્મળ તથા કાંઇક હસતું, અને ઉત્તમ સુવર્ણની કાંતિ સરખું રૂપાળું મુખ જોઇને, પણ ક્રોધયુક્ત મહિષાસુરે વગર વિચારે જે

* અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ જાતિ દેશ કાળમાં બાધ ન પામી શકે એવાં 'મહાવ્રત' પાતંજલમાં કહેલાં છે.

પ્રહાર કર્યો, તે મહા આશ્ચર્યકારક છે! ૧૧/૧૨ હે દેવિ, ક્રોધ પામેલું; ભયાનક ભમર ચઢાવેલી એવું, ઉગતા ચંદ્રના સરખી રક્ત કાંતિવાળું મુખ જોઇને તત્કાળ મહિષાસુરના પ્રાણ ગયા નહિ, એપણ અત્યંત આશ્ચર્ય છે! કેમકે ક્રોધે ભરાયલા કાળને જોઇને કોણ જીવી શકે!! ૧૨/૧૩ હે દેવિ, તું પ્રસન્ન થા; અતિ ઉત્તમ તું જ્યારે ક્રોધયુક્ત થાય છે ત્યારે સંસારના અભ્યુદયને અર્થે શત્રુઓનાં કુળનો તત્કાળ નાશ કરેછે, એ વાત મારા જાણવામાં છે. હમણાજ આ મહિષાસુરની પુષ્કળ સેનાનો તમે નાશ કર્યો છે! ૧૩/૧૪ * અભ્યુદય કરનારી દેવી તું જેમનાપર સદૈવ પ્રસન્ન છે, તેજ પુરૂષો દેશમાં માનવંતા થાયછે, તેમનેજ ધન મળેછે, તેઓજ કીર્તિવાળા થાય છે, તેમનો ધર્માદિ પુરૂષાર્થ વર્ગ શિથિલ પડતો નથી, સ્ત્રી, પુત્ર અને સેવકોનું પોષણ કરનારા તેજ ધન્ય કહેવાય છે! ૧૪/૧૫ હે દેવિ, પુણ્યશાળી પુરૂષ તમામ ધર્મકાર્ય નિત્યનિત્ય પ્રત્યે હમેશા અતિ આદરથકી કરે છે; અને પછી તે તમારી કૃપાથકી સ્વર્ગલોકમાં જાય છે, તેથી હે દેવિ, નિશ્ચય ત્રણે લોકમાં પણ તુંજ ફળ આપનારી છે. ૧૫/૧૬ સંકટમાં તારૂં સ્મરણ કર્યું હોય તો તું તમામ પ્રાણીઓનાં ભય હરી લેછે; સંકટાદિ રહિત કાળમાં તારૂં સ્મરણ કરવાથી અતિશય ઉત્તમ બુદ્ધિ તું આપેછે; દરિદ્રતાનું દુઃખ અને ભયને હરણ કરનારી તથા સર્વ લોકને ઉપકાર કરવામાં સદૈવ કોમળ અંતઃકરણવાળી તારા વિના બીજી કોણ છે? ૧૬/૧૭ એ દૈત્યોને હણવાવડેકરીને જગતને સુખ ઉપજેછે; તેમજ તેઓ નરક પામવાને અર્થે ઘણાક કાળલગી પાપ ભલે કર્યા કરો; પણ 'સંગ્રામમાં મૃત્યુ પામીને તેઓ સ્વર્ગમાં જાઓ' એમ ધારીને હે દેવિ, નિશ્ચય તું શત્રુઓનો વધ કરેછે. ૧૭/૧૮ બધાય દૈત્યોને દૃષ્ટિમાત્રથીજ તું શું બાળીને ભસ્મ કરે એમ નથી કે શત્રુઓના ઉપર તારે શસ્ત્ર વાપરવું પડે છે! પરંતુ દુસ્મન છતાં પણ મારા શસ્ત્રથી પવિત્ર થઇને શુભ લોકને ભલે પામતા; એવી અતિ કરૂણામય બુદ્ધિ તેમના ઉપર પણ તને થાયછે. ૧૮/૧૯ ભય લાગે એવા તરવારની કાંતિના ઝળકારા, તથા બરછીની અણીના તેજનો જથો જોઇને દૈત્ય લોકોની આંખો નાશ ન પામી ગઇ, તેનું કારણ એકે કીરણવાળા ચંદ્રના ખંડને યોગ્ય એવું તારૂં મુખ તેમના દીઠામાં આવતું હતું, તેથી તેમના નેત્રમાં શીતળતા રહેતી

---

* ઉન્નતિ.

* હતી. ૧૯/૨૦ દુરાચારીઓના દુરાચરણનો નાશ કરનારૂં તારૂં આચરણછે, જેની સમાનતા કોઇપણ કરી શકે નહિ એવું અવિચિન્ત્ય આ તારૂં રૂપછે, તેમજ હરણ કર્યાં છે દેવનાં પરાક્રમ જેમણે એવા દૈત્યોને નાશ કરનારૂં તારૂં બળ છે, એમ છતાં પણ તેં જે તેમનો શસ્ત્રે કરીને વધ કર્યો તે તેમના પાપની શાંતિને અર્થે; એ પ્રકારે દુશ્મનો ઉપર પણ તેં દયાજ બતાવી આપી છે! ૨૦/૨૧ આ તારા પરાક્રમને અમે શાની ઉપમા આપીએ? અને શત્રુને ભય ઉપજાવનારૂં છતાં મનોહર રૂપ પણ બીજે કયાંથી મળે! હે વરદાન આપનારી દેવિ, સંગ્રામમાં કઠોરતા છતાં અંતઃકરણમાં કૃપા તો અમે ત્રણ લોકમાં તારેવિષેજ દીઠી. ૨૧/૨૨ શત્રુઓનો નાશ કરવાવડેકરીને આ ત્રણલોકનું તેં રક્ષણ કર્યું છે; અને તે શત્રુઓના સમુદાયને પણ સંગ્રામના માથાપર હણીને સ્વર્ગમાં મોકલ્યા; તેમજ મદોન્મત્ત દૈત્યોથી ઉત્પન્ન થયેલું અમારૂં ભય પણ દૂર કર્યું. હે દેવિ, તને નમસ્કારછે. ૨૨/૨૩ હે દેવિ, શૂલવડેકરીને અમારૂં રક્ષણ કર; હે અંબિકે, ખડ્ગે કરીને અમોને રક્ષ; ઘંટાના શબ્દેકરીને તથા ધનુષ્યની પણછના ટંકારેકરીને અમારૂં રક્ષણ કર. ૨૩/૨૪ હે ચંડિકે, પૂર્વ, પશ્ચિમ, તથા દક્ષિણમાં અમારૂં રક્ષણ કર; હે ઈશ્વરિ, પોતાના ભાલાને ફેરવીને ઉત્તરમાં અમારૂં રક્ષણ કર. ૨૪/૨૫ જે જે તારાં સુંદર રૂપ તથા અત્યંત ભયાનક રૂપ ત્રણ લોકમાં ફરે છે, તે રૂપોએ કરીને અમારૂં તથા આ પૃથ્વીનું રક્ષણ કર. ૨૫/૨૬ હે અંબિકે, ખડ્ગ, શૂળ, ગદા, આદિક જે તારાં હથિયાર છે તથા જેને તું હાથની આંગળીઓએ કરીને ઝાલેછે, તેવડેકરીને સર્વતરફથી અમારૂં રક્ષણ કર. ૨૬/૨૭ ઋષિ કહે છે,—એ પ્રમાણે દેવતાઓએ સ્તવન કરેલી. નંદન વનમાં ઉપજેલાં દિવ્ય પુષ્પથી તથા ચંદનાદિક સુગંધિ લેપથી પૂજેલી, અને ભક્તિએકરી સર્વે દેવોએ દિવ્ય ધૂપવડે પૂજા કરેલી એવી જગતને ધારણ કરનારી, તથા પ્રસન્નતાએકરી સુંદર છે મુખ જેનું એવી તે દેવી પગે લાગેલા સર્વે દેવોને કહેવા લાગી. ૨૭-૨૮/૨૯-૩૦ દેવી કહેછે,—હે સર્વે દેવો, અમારી પાસેથી જે તમારૂં અભિલષિત હોય તે માગો. આ તમારા સ્તવનવડે રૂડેપ્રકારે પૂજાયલી હું અતિ પ્રીતિથી તે તમને આપવા તત્પર છું. ૨૯/૩૧ દેવો બોલ્યા,—આ અમારો શત્રુ મહિષાસુર જે આ ભગવતીએ હણ્યો. તેથી અમારૂં સર્વ કાર્ય

* આ ઠેકાણે ઉત્પ્રેક્ષાલંકાર છે.

સંપન્ન થયું છે, કાંઇ બાકી નથી. ૩૦/૩૪ હે મહેશ્વરિ, એમ છતાંપણ જો તારે અમને વરદાન આપવાની પ્રીતિછે, તો જ્યારે જ્યારે અમે તારૂં સ્મરણ કરીએ ત્યારે ત્યારે તું અમારી પરમ આપદાઓ નાશ કરજે. ૩૧/૩૫ હે નિર્મળબુધ્ધિ, અને જે પુરૂષ આ સ્તુતિપાઠે કરીને તારી સ્તુતિ કરે, તેને હે અંબિકે, અમારે લીધે સર્વદા ધન દોલત અને વૈભવ આપજે તથા દ્રવ્ય, સ્ત્રીઆદિક સંપત્તિનો વધારો કરનારી થજે. ૩૨/૩૬॥ ઋષિ કહેછે,–હે રાજન્, એ પ્રકારે પોતાને તથા જગતને અર્થે દેવોએ પ્રસન્ન કરેલી ભદ્રકાલી દેવી 'તથાસ્તુ' કહીને અંતર્ધાન થઇ. ૩૩/૩૯ હે ભૂપતે, એ પ્રમાણે જે રીતે દેવોના શરીરમાંથી ત્રણ લોકનું હિત ઇચ્છનારી દેવી પૂર્વે પ્રકટ થઇ હતી, તે તને કહ્યું. ૩૪/૪૦ ફરીને તે દેવોને ઉપકાર કરનારી દેવી દૈત્યોનો વધ કરવાને તથા લોકોનું રક્ષણ કરવાને માટે જે રીતે પાર્વતીના દેહથકી ઉત્પન્ન થઇ તે હું તને બરાબર કહું તે સાંભળ. ૩૫/૪૧-૩૬/૪૨

॥ रक्षणाय च लोकानां देवानामुपकारिणी ॥
॥ तच्छृणुष्व मयाख्यातं यथावत्कथयामि ते ॥ ३६ ॥

इतिश्री पु॰प्रकाशे मा॰पुराणे सावर्णिकेमन्वंतरे देवीमाहात्म्ये महिषासुरवधे शक्रादिसुरकृतदेवीस्तुति र्नाम गु॰भाषायां ८४ अध्यायः ॥(४)

---

ऋषिरुवाच ॥ पुरा शुंभनिशुंभाभ्या मसुराभ्यां शचीपतेः ॥
॥ त्रैलोक्यं यज्ञभागाश्च हृतामदबलाश्रयात् ॥ १ ॥

ઋષિ કહેછે,–પૂર્વે * શુંભ અને * નિશુંભ નામે દૈત્યોએ મદ અને સેનાને જોરે કરીને ઇંદ્રની પાસેથી ત્રિલોક અને યજ્ઞના ભાગ ખૂંચી લીધા હતા. ૧/૧ તેમજ સૂર્યનો, ચંદ્રનો, કુબેરનો, યમનો, અને વરૂણનો અધિકાર તેઓજ ભોગવતા હતા. ૨/૧ વાયુ દેવતાની ઋદ્ધિને ભોગવતા થકા વન્હિ દેવતાનું કર્મ પણ તેઓજ કરતા હતા; અને દેવોને રાજ્યથકી ભ્રષ્ટ કરી હરાવીને બંએરી કાઢ્યા હતા ૩/૧ અધિકાર લેઇ લેઇને તે બે મહાઅસુરોએ જેમને કાઢી મૂકેલા છે, એવા દેવો તે અપરાજિતા દેવીનું સ્મરણ કરવા

---

* એ બન્ને કશ્યપના પુત્ર તેમાં શુંભ મોટો.

લાગ્યા, ૪/૬ કે 'આપત્તિકાળમાં તમે મને સંભારશો તો હું તત્કાળ તમારી તમામ આપદાઓ નાશ કરીશ' એવું તેણીએ આપણને વરદાન આપેલું છે. ૫/૭ એમ વિચાર કરીને સર્વે દેવો પછી હિમાચળ પર્વત પ્રત્યે જઇને ત્યાં વિષ્ણુમાયા દેવીની શ્રદ્ધાયુક્ત સ્તુતિ કરવા લાગ્યા. ૬/૮ દેવો બોલ્યા,—શિવરૂપ, પ્રકૃતિરૂપ, અને કલ્યાણરૂપ દેવી જે બ્રહ્માદિકની પણ દેવી છે તેને નિયમપૂર્વક અમે નિરંતર પ્રણામ કરીએ છીએ. ૭/૯ ૧ રૂદ્રરૂપ, ૨ નિત્યરૂપ, ગૌરીરૂપ ૩ ધાત્રીરૂપ, જ્યોત્સ્ના (ચાંદરણું) રૂપ, ચંદ્રરૂપ, અને સુખરૂપ દેવીને સદૈવ નમસ્કાર છે ૮/૧૦ કલ્યાણી, વૃદ્ધિ, અને ૪ સિદ્ધિરૂપ દેવીને નીચાવળો નમસ્કાર કરીએ છીએ; ૫ નિર્ઋતિ, રાજલક્ષ્મી, અને ભવાનીરૂપ દેવીને નમસ્કાર. ૯/૧૧ સંકટ રૂપ અને સંકટમાંથી પાર લેઇ જનારી, સારરૂપ, સર્વની ઉત્પન્ન કરનારી, ખ્યાતિરૂપ, કૃષ્ણારૂપ, અને ધુમ્રરૂપ દેવીને નિરંતર નમસ્કાર છે. ૧૦/૧૨ (ભક્તને) અતિ મનોહારિ, તથા (અભક્તને) અતિ ભયાનક, જગતની સ્થિતિરૂપ અને ક્રિયારૂપ દેવીને નમસ્કાર. ૧૧/૧૩ સર્વ ભૂત મધ્યે જે દેવીને ૬ વિષ્ણુમાયા કરીને કહેછે, તેને વારંવાર નમસ્કાર છે. ૧૨/૧૪ જે દેવી સર્વ ભૂતમધ્યે ચેતના કરીને કહેવાય છે તેને વારંવાર નમસ્કાર. ૧૩/૧૭ સર્વ ભૂત મધ્યે જે દેવી બુદ્ધિરૂપે કરીને રહેલી છે તેને વારંવાર નમસ્કાર છે. ૧૪/૨૦ 'અને તેજ પ્રમાણે' જે દેવી સર્વ ભૂત મધ્યે નિદ્રારૂપે કરીને, ૧૫/૨૩ ક્ષુધારૂપે કરીને, ૧૬/૨૬ છાયા રૂપે કરીને, ૧૭/૨૯ શક્તિ રૂપે કરીને, ૧૮/૩૨ તૃષ્ણારૂપે કરીને, ૧૯/૩૫ ૭ ક્ષાંતિરૂપે કરીને, ૨૦/૩૮ જાતિરૂપે કરીને, ૨૧/૪૧ લજ્જા રૂપે કરીને, ૨૨/૪૪ શાંતિ રૂપે કરીને, ૨૩/૪૭ શ્રદ્ધા રૂપે કરીને, ૨૪/૫૦ કાંતિ રૂપે કરીને, ૨૫/૫૩ લક્ષ્મીરૂપે કરીને, ૨૬/૫૬ વૃત્તિરૂપે કરીને, ૨૭/૫૯ સ્મૃતિરૂપે કરીને, ૨૮/૬૨ દયા રૂપે કરીને, ૨૯/૬૫ તુષ્ટિ રૂપે કરીને, ૩૦/૬૮ માતા રૂપે ક-

---

૧ સંહાર શક્તિરૂપ.　૨ કાળથી ભેદાય નહિ એવી.　૩ પોષણ કરનારી.　૪ અણિમાદિક.　૫ અલક્ષ્મી.　૬ 'તેને નમસ્કાર' એ વાક્ય સ્તુતિમાં દેવોએ ત્રણવાર ઉચ્ચાર્યું તેનો હેતુ એકે:— સ્તુતિસમયે, વિષાદ, વિસ્મય, કે હર્ષ પામતાં, કે પોતાની દીનતા જણાવતાં એકનું એક વાક્ય ફરી ફરીને બોલી જવાય ત્યાં પુનરૂક્તિ દોષ ગણાતો નથી. અથવા—કાયિક વાચિક માનસિક નમસ્કાર સૂચવવાને ત્રણ વારનું ઉચ્ચારણછે. અથવા જેની દેવો સ્તુતિ કરેછે તે વિષ્ણુમાયા સાત્વિકાદિ ભેદે કરીને ત્રિધારૂપ છે તેથી તેનાં ત્રણ રૂપને પૃથક્ પૃથક્ નમસ્કાર કરવા માટે ત્રણ વારનું બોલવું જણાયછે.
૭ અપકારિ પ્રતિ અનપકારરૂપ.

રીને, ૩૧/૭૧ અને ભ્રાંતિ રૂપે કરીને રહેલી છે તેને વારંવાર નમસ્કાર કરીએ છીએ. ૩૨/૭૪ જે દેવી સર્વ ભૂત-ઇંદ્રિયોની અધિષ્ઠાતા છે તે વ્યાપ્તિરૂપ દેવીને સર્વ ભૂત મધ્યે વારંવાર નમસ્કાર કરીએ છીએ. ૩૩/૭૭ જે જ્ઞાન રૂપે કરીને આ આખા વિશ્વમાં વ્યાપ્ત થઇને રહેલી છે, તેને વારંવાર નમસ્કારછે. ૩૪/૮૦ પૂર્વે ઇચ્છેલો મનોરથ પાર પડવાથી દેવોએ જેનું સ્તવન કર્યું હતું તથા નિત્ય પ્રત્યે ઇંદ્ર દેવે જેની સેવના કરેલી છે, તે શુભ માત્રની હેતુ પરમેશ્વરી અમારાં કલ્યાણ, અને રૂડાંવાનાં કરો તથા આપદાઓનો નાશ કરો. ૩૫/૮૧ મદોન્મત્ત દૈત્યોથી પરિતાપ પામેલા, તથા ભક્તિએકરી નમ્ર દેહવાળા અમો દેવલોકો જે ઇશ્વરીને નમસ્કાર કરીએ છીએ તથા સંભારવાથી જે અમારી સકળ આપદાઓ તત્કાળ નાશ કરેછે, તે અમારાં રૂડાંવાનાં કરો. ૩૬/૮૨ ઋષિ કહેછે,—હે રાજપુત્ર, એ પ્રમાણે દેવતાઓ સ્તવન વગેરે કરતા હતા તે વખતે ગંગાનદીના જળમાં નહાવાને માટે પાર્વતી દેવી આવ્યાં. ૩૭/૮૪ તે સુંદર ભ્રૂકુટીવાળી (પ્રસન્ન દૃષ્ટિવાળી) દેવી દેવતાઓને પૂછવા લાગી કે તમો આ સ્થળમાં કોની સ્તુતિ કરોછો ? તે વખતે તેના શરીર—કોશમાંથી ઉત્પન્ન થયેલી ભવાની * બોલી, ૩૮/૮૫ કે સંગ્રામમાં નિશુંભ દૈત્યે પરાજય પમાડેલા અને શુંભદૈત્યે કાઢી મૂકેલા સર્વે દેવો એકઠા થઈ, એ મારી સ્તુતિ કરે છે. ૩૯/૮૬ પાર્વતીના શરીરકોશમાંથી અંબિકા નીકળી, માટે સર્વ લોકોમાં 'કૌશિકી' એવે નામે તે કહેવાય છે. ૪૦/૮૭ તે દેવી નીકળી ગયા પછી પાર્વતી પણ શ્યામવર્ણની થઇ ગઇ, તેથી તેનું નામ 'કાલિકા' પડીને તે હિમાચલમાં રહેલીછે. ૪૧/૮૮ પછી અતિ ઉત્તમ અને મનોહર રૂપ જેણે ધારણ કરેલું છે, એવી અંબિકાને શુંભ નિશુંભના સેવક ચંડ અને મુંડ નામે દૈત્યોએ દીઠી. ૪૨/૮૯ એટલે તેમણે જઇને શુંભને કહ્યું કે, હે મહારાજ, આખા હિમાચળને દીપાવતી કોઇક અત્યંત મનોહર સ્ત્રી ત્યાં છે. ૪૩/૯૦ એવું ઉત્તમ રૂપ તો કોઇ જગોએ કોઇએ પણ દીઠું નથીઃ માટે હે દૈત્યરાજ, એ દેવી કોણ છે, તેની તપાસ કરીને તેને લાવવી જોઇએ. ૪૪/૯૧ હે દૈત્યેંદ્ર, તે સુંદરાંગી સ્ત્રીઓમાં રત્નરૂપ છે, અને પોતાની કાંતિએકરી દિશાઓને દીપાવતી રહેલી છે, તેને

---

* પાર્વતીના પુછવાનો હેતુ એકે હું અહીં પ્રાપ્ત થઇ છતાં મારા પ્રતિ ન બોલતાં અન્યની સ્તુતિ જો કરતા હો તો કહો કે મારા વિના બીજી કોણ છે? આ પ્રશ્નનો અભિપ્રાય દેવોના સમજવામાં ન આવ્યો જોઇ તે પાર્વતીના શરીરકોશમાંથી પ્રગટ થયેલી સાત્વિકી 'શિવા' પાર્વતીને ઉત્તર આપવા લાગી.

આપે જોવી ઘટે છે. ૪૫/૯૨ હે સ્વામિન્, ત્રણ લોકમાં જે રત્ન, મણિ, અને હાથી ઘોડા આદિક છે, તે સર્વ હમણા તમારે ઘેર છે. ૪૬/૯૩ હાથીઓમાં રત્ન સરખો ઐરાવત, આ પારિજાતકનો વૃક્ષ, તથા ઉચ્ચૈઃશ્રવા નામે અશ્વ, એ તમે ઇંદ્રપાસેથી લાવ્યા છો. ૪૭/૯૪ બ્રહ્માનું જે રત્ન સરખું હંસયુક્ત અદ્‌ભુત વિમાન હતું, તે પણ તમોએ આણેલું પેલું તમારે આંગણે ખડું છે. ૪૮/૯૫ આ [1] મહાપદ્મ નામે નિધિ કુબેર પાસેથી આણ્યો છે; અને ન કરમાય એવાં કમળની 'કિંજલ્કિની' નામે માળા તમને સમુદ્રે આપીછે. ૪૯/૯૬ જે-માંથી સુવર્ણ ગળેછે, એવું વરૂણનું છત્ર તથા પૂર્વે જે પ્રજાપતિનો હતો તે આ ઉત્તમ રથ (હાલ) તમારા ઘરમાં છે. ૫૦/૯૭ મૃત્યુની [2] ઉત્ક્રાંતિદા નામે શક્તિ, હે પ્રભો, તમે હરણ કરી આણી છે; તથા જળદેવતાનો પાશ ત-મારા ભાઇ નિશુંભના હસ્તક છે. ૫૧/૯૮ તેમ સમુદ્રમાં ઉત્પન્ન થયેલા તમામ રત્નની જાતિઓ પણ તેના કબજામાં છે. અગ્નિએ પણ તમને પોતાના સ્વરૂપ જેવો શુદ્ધ વસ્ત્રનો જોટો આપ્યો છે. ૫૨/૯૯ હે દૈત્યપતે, એ પ્રમાણે તમામ રત્ન તમે આણ્યાં છે, તો સ્ત્રીઓમાં રત્નરૂપ આ કલ્યાણી તમે શામાટે લાવતા નથી? ૫૩/૧૦૦ ઋષિ કહેછે,—આવાં ચંડમુંડનાં વચન સાંભળીને શુંભાસુરે સુગ્રીવ નામે મહાન દૈત્યને દૂત કરી દે-વીની પાસે મોકલ્યો. ૫૪/૧૦૨ અને કહ્યું કે, તારે જઇને મારા કહેવા પ્રમાણે દેવીને આમતેમ સમજાવવી, અને જેરીતે તે પ્રીતિસહિત અહીં આવે તેમ તારે ઉતાવળથી કરવું. ૫૫/૧૦૩ પછી પર્વતના જે અતિ સુંદર પ્રદેશમાં દેવી બેઠી હતી, ત્યાં જઇને તે આ રીતે મધુર વચનથી સ્નેહયુક્ત બોલ્યો. ૫૬/૧૦૪ દૂત કહેછે,—હે દેવિ, ત્રણ લોકના પરમેશ્વર શુંભ નામે દૈત્ય રાજાએ તમારી પાસે મોકલેલો દૂત હું અહીં આવ્યો છું. ૫૭/૧૦૬ જેની આજ્ઞા તમામ દેવ-જાતિઓમાં કદાપિ લોપાતી નથી, અને સમગ્ર દૈત્યના શત્રુઓને જેણે પ-રાજય પમાડ્યા છે, તેમનું કહેવું આ પ્રમાણે છે તે સાંભળો. ૫૮/૧૦૭ "આ બધા ત્રણ લોકનો સ્વામી હું છું; દેવતાઓ મારી આજ્ઞામાં વર્તે છે; અને સર્વે યજ્ઞના ભાગોનો હું પૃથક્ પૃથક્ ભોગ કરૂંછું. ૫૯/૧૦૮ ત્રણ લોકમાં જે ઉત્તમ રત્નો છે, તે બધાં મારા સ્વાધીનમાં છે; તેમજ દેવના ઇંદ્રનું વા-હન જે ગજરત્ન તે પણ મેં આણ્યું છે. ૬૦/૧૦૯ ક્ષીરસાગરનું મંથન કરવાથી

---

[1] નવનિધિમાંનો આ એક નિધિ.　　[2] મૃત્યુથી ઉગારનારી.

બીકળેલું ઉચ્ચૈઃશ્રવા નામે અશ્વરત્ન પણ દેવોએ મને પગે લાગીલાગીને આપ્યું છે- ૬૧/૧૧૦ હે સુંદરિ, બીજા પણ જે દેવ, ગંધર્વ, કે નાગ લોકોમાં રત્નરૂપ પદાર્થો હતા તે બધા મારી પાસે છે. ૬૨/૧૧૧ હે દેવિ, હવે સર્વ લોકમાં સ્ત્રીઓમાં રત્ન રૂપ અમે તને માનીએ છીએ, માટે તું અમારી પાસે આવ; કેમકે અમે રત્નના ભોગવનારા છીએ. ૬૩/૧૧૨ હે ચંચળ કટાક્ષવાળી સ્ત્રી, મને અથવા મહાપરાક્રમી મારા નાના ભાઇ નિશુંભને આવીને તું વર; કેમકે તું રત્નરૂપ છે. ૬૪/૧૧૩ મારો આશ્રય કરવાથકી તું અતુલ એવું પરમ ઐશ્વર્ય પામીશ; માટે બુદ્ધિવડે એ વાતનો વિચાર કરીને મારે સ્વાધીન થા." ૬૫/૧૧૪ ઋષિ કહેછે,-આ સાંભળીને પછી કલ્યાણી ભગવતી દુર્ગા, જેણે આ જગતને ધારણ કરેલું છે, તેણે ગંભીર થઇને અંતરમાં હસતાં હસતાં કહ્યું. ૬૬/૧૧૫ દેવી કહેછે,-સાચું કહ્યું, એમાં કાંઇ તેં ખોટું કહ્યું નથી; શુંભ ત્રણલોકનો અધિપતિ છે, અને નિશુંભ પણ તેવોજ છે. ૬૭/૧૧૬ પણ આ બાબતમાં તો જે મેં પ્રતિજ્ઞા કરીછે, તે હું શીરીતે મિથ્યા કરી શકું? સાંભળ, મેં અલ્પ બુદ્ધિથી પેહેલાં આવી પ્રતિજ્ઞા કરી હતી. ૬૮/૧૧૭ 'જે મને સંગ્રામમાં જીતે, અને જે મારો ગર્વ ઉતારે, તથા વિશ્વમધ્યે સામર્થ્યમાં જે મારો સમોવડીઓ હોય, તે મારો સ્વામી થાય. ૬૯/૧૧૮ માટે દૈત્યરાજ શુંભ કે પછી નિશુંભ અહીં આવીને મને જીતીને જલદીથી મારું પાણીગ્રહણ કરો. એમાં વાર શું કરવા લગાડવી જોઇએ? ૭૦/૧૧૯ દૂત કહે છે,—દેવિ, તું તો ગર્વની ભરેલી છે, પણ મારા આગળ તારે એમ બોલવું નહિ; ત્રણ લોકમાં એવો પુરૂષ કોણ છે કે જે શુંભ અને નિશુંભના આગળ ઉભો રહી શકે! ૭૧/૧૨૦ બીજા દૈત્યોના આગળજ સંગ્રામમાં બધાય દેવતાઓથી સામે મોઢે ઉભા રહેવાતું નથી, તો પછી તું એકલી સ્ત્રી તે (આ શુંભ નિશુંભની આગળ) શી ગણત્રીમાં? ૭૨/૧૨૧ જે શુંભાદિકની સામે યુદ્ધમાં ઇંદ્રાદિક તમામ દેવો ઉભા રહી શકયા નથી, તેમની સામે તું સ્ત્રી શી રીતે જઇશ? ૭૩/૧૨૨ માટે મારાજ કહેવાથી તું શુંભ અને નિશુંભની પાસે જા; કે રખેને ચોટલો ઝાલી ખેંચી જવાથી ભારખોજ ખોઇને તારે ત્યાં જવું ન પડે! ૭૪/૧૨૩ દેવી કહેછે,-હા, શુંભ એવોજ બળવાન છે અને નિશુંભ પણ મહા વીર્યવાન્ છે; પણ શું કરૂં કે પેહેલાં વગર વિચારે હું પ્રતિજ્ઞા કરી બેઠી છું. ૭૫/૧૨૪ માટે તું જા, અને આ બધું જે મેં તને કહ્યું

છે, તે સર્વે આદરવડે દૈત્યપતિને કહેજે; પછી જે તેને ગમે તે તે કરે. ७६

॥ स त्वं गच्छ मयोक्तं ते यदेतत्सर्वमादृतः ॥

॥ तदाचक्ष्वासुरेंद्राय स च युक्तं करोतु यत् ॥ ७६ ॥

इतिश्री पुराणा० मार्कं० साव० देवीमा० देव्यादूतसंवादो नाम गुर्जर भा० ८९ अध्यायः ॥ (५)

---

ऋषिरुवाच ॥ इत्याकर्ण्य वचोदेव्याः स दूतोऽमर्षपूरितः ॥

॥ समाचष्ट समागम्य दैत्यराजाय विस्तरात् ॥ १ ॥

ઋષિ કહેછે,—એવી રીતનું દેવીનું વચન સાંભળીને ક્રોધે ભરાયલા તે દૂતે જઇને દૈત્યરાજાને વિસ્તારીને સર્વે કહ્યું. ૧ તે દૂતનું એવું વાક્ય સાંભળીને દૈત્યરાજા ક્રોધયુક્ત થઈ દૈત્યના અધિપતિ ધુમ્રલોચનને કહેવા લાગ્યો કે, ૨ હે ધુમ્રલોચન, તું તારૂં સૈન્ય લેઇને ઝટપટ તે દુષ્ટાને ચોટલો એંચી બૂમો પાડતી બળાત્કારે પકડી લાવ. ૩ અને જો કદી બીજો કોઇ તેનું રક્ષણ કરવા ઉભો થાય તો ચહાય તે દેવ, યક્ષ, કે ગંધર્વ હોય તોપણ તેને હણવો. ૪ ઋષિ કહેછે,—પછી તેનો હુકમ મળતાં તત્કાળ સાઠ હજાર દૈત્ય સાથે લેઇને ધુમ્રલોચન ઉતાવળો ચાલતો થયો. ૫ અને તેણે હિમાચળમાં બેઠેલી તે દેવીને જોઇને ઘાંટો કાઢી કહ્યું કે 'ઉઠ, શુંભ નિશુંભની પાસે જા.' ૬ જો તું રાજીખૂશીથી મારા સ્વામીની પાસે નહિ આવે તો આજ હું તને ચોટલો ઝાલી બૂમો પાડતી જોરજુલમથી એંચી જઇશ. ૭ દેવી કહેછે,—દૈત્યરાજાએ મોકલેલો તું સેના સહિત અને બળવાન છે, માટે મને એરીતે બળાત્કારે લેઇ જઇશ, ત્યારે હું તને કેમ કરીશ? ૮ ઋષિ કહેછે,—એ સાંભળીને ધુમ્રલોચન દૈત્ય તેનાભણી દોડયો; એટલે હોંકારાની સાથે અંબિકાએ તેને ભસ્મ કરી નાખ્યો. ૯ હવે કોપ પામેલા દૈત્યના મોટા સૈન્યે અંબિકાના ઉપર તીક્ષ્ણ બાણ, શક્તિ અને ફરસીઓનો વરસાદ વરસાવો મૂક્યો. ૧૦ એટલે દેવીનું વાહન, સિંહ, કેશવાળો કંપાવીને તથા ક્રોધકરી અતિ ભયાનક ગર્જના કરીને દૈત્યોની સેનામાં કૂદી પડયો. ૧૧ અને કેટલાકને પંઝાની થાપટ મારીને, કોઇને મોંઢામાં ઘાલીને

અને કેટલાક મહાન દૈત્યોને હોઠવડે દબાવીને મારી નાખ્યા. ૧૨ સિંહે કેટલાકની નખે કરીને છાતી ફાડી નાખી, તેમજ કેટલાકનાં પંઝાની થાપટથી માથાં જૂદાં કરી નાખ્યાં. ૧૩ કેટલાકના હાથ અને કેટલાકનાં માથાં કાપી નાખ્યાં; તેમજ કેશવાળી કંપાવીને કેટલાકની છાતીમાંથી રૂધિર પીવા લાગ્યો. ૧૪ એ રીતે દેવીના વાહન, અતિક્રોધશાળી, તે મહાત્મા સિંહે એક ક્ષણમાં તે સર્વ સેના નાશ કરી દીધી. ૧૫ પછી ધુમ્રલોચન દૈત્યને દેવીએ માર્યો તથા તેના સિંહે તમામ સેનાનો ક્ષય કર્યો એ સાંભળીને ૧૬ દૈત્યનો સ્વામી શુંભ કોપ પામી હોઠ ફફડાવવા લાગ્યો, અને પેલા ચંડ તથા મુંડ નામે મોટા અસુરોને આજ્ઞા કરી કે, ૧૭ હે ચંડ, હે મુંડ, તમે પુષ્કળ સેના લેઇને ત્યાં જાઓ, અને ત્યાં જઇને તેને એકદમ પકડી લાવો. ૧૮ ચોટલો ઝાલીને કે બાંધીને લાવો; પણ જો યુદ્ધ કરતાં તમને સંદેહ જેવું લાગે તો સમગ્ર આયુધવાળા તમામ અસુરોએ તેને હણવી. ૧૯ એ પ્રમાણે તે દુષ્ટાને હણીને અને સિંહને પણ મારીને, તમે જલદી પાછા આવો; અથવા પકડી શકાય તો તે અંબિકાને બાંધીને પકડી લાવો. ૨૦

॥ तस्यां हतायां दुष्टायां सिंहे च विनिपातिते ॥
॥ शीघ्रमागम्यतां बध्वा गृहीत्वा तामथांबिकां ॥२०॥

इतिश्री पुराणार्थ प्र० मा० पु० साव० देवी० शुंभनिशुंभसेनानी धुम्रलोचनवधो नाम गु० भा० ८६ अध्यायः ॥ ( ६ )

---

ऋषिरुवाच ॥ आज्ञप्तास्तु ततो दैत्याश्चंडमुंडपुरोगमाः ॥
॥ चतुरंगबलोपेता ययुरभ्युद्यतायुधाः ॥ १ ॥

ઋષિ કહેછે,—પછી શુંભની આજ્ઞા પામીને ચંડમુંડ આદિક દૈત્યો *ચતુરંગ સેના સહિત હથિયાર ઉગામીને ત્યાં ગયા. ૨ તો તેમણે હિમાલય પર્વતના મહાન સુવર્ણમય શિખર ઉપર સિંહપર બેઠેલી અને કાંઇક હસતી દેવીને જોઇ. ૩ તેઓ તેને જોઇને ખેંચેલાં ધનુષ્ય તથા તરવારો હાથમાં ઝાલીને તથા કેટલાક તેની પાસે જઇને તેને પકડી લેવાને તયાર થઇને ઉદ્યોગ કરવા લાગ્યા. ૪ પછી અંબિકાએ તે શત્રુઓ ઉપર ભારે

* હાથી, ઘોડા, ઉંટ અને પાયદલ.

ક્રોધ કર્યો અને તે ક્રોધથી તે વખતે તેનું મુખ મેશ સરખું કાળું થઇ ગયું. ૫ એટલે જેના પર વાંકી ભૃકુટી છે એવા તેના લલાટમાંથી વિકરાળ મુખવાળો કાલિકા હાથમાં ખડ્ગ તથા પાશ લેઇને નીકળી. ૬ તેણે તરેહવાર ખટ્વાંગ (એકજાતનું હથીયાર) ઝાલેલું હતું. મનુષ્યનાં માથાંની માળાના તેણે અલંકાર પેહેર્યા હતા, વાઘનું ચામડું તેણે ઓઢ્યું હતું, તેના શરીરપરથી માંસ સુકાઈ ગયું હતું, અને મહા ભયાનક દેખાતી હતી. ૭ તેનું મોઢું ઘણું પોહોળું અને મોટું હતું તથા તેમાંથી જીભ લળક લળક બાહાર નીકળવાથી ઘણી બીહામણી જણાતી હતી. તેનાં રાતાં નેત્ર આંખના ખાડામાં ઊંડાં ઉતરી ગયેલાં હતાં અને તેના શબ્દથી દિશાઓ ભરાઇ જતી હતી. ૮ એવી કાલિકા વેગે કરીને દૈત્યોના સૈન્ય સામે દોડી અને મોટા મોટા દૈત્યોને મારી નાખતી, તેમની સેનાને ખાઈજવા લાગી. ૯ હાથીની પીઠનું રક્ષણ કરનાર, મહાવત, તે પર બેઠેલા યોદ્ધા, અને ઘંટ, એ સુદ્ધાં હાથીઓને એકે હાથે ઝાલીને મોંમાં મૂકવા લાગી. ૧૦ તેજ પ્રમાણે રથી, સારથી અને ઘોડા સહિત રથને મોંમાં મૂકીને ભયાનકરીતે દાંતની વચ્ચે ઘાલીને ચાવવા લાગી. ૧૧ એકને ચોટલેથી ઝાલ્યો, બીજાને ગળેથી પકડયો, અને ત્રીજાને છાતીપર પગ મૂકીને પૂરો કરી નાખ્યો. ૧૨ અસુરોએ છોડેલાં મોટાં મોટાં શસ્ત્ર અને અસ્ત્ર તે ક્રોધેકરીને મોઢાવતી ઝાલી લેતી હતી, અને દાંતવતી ભૂકોપણ કરી નાખતી હતી! ૧૩ એ રીતે મોટી કાયાવાળા અને બળવાન દૈત્યોના તમામ સૈન્યને ચોળી નાખ્યું, ખાઇ ગઇ, અને કોઇને પછાડી નાખ્યા. ૧૪ કેટલાક તરવારના મારથી, કેટલાક ખટ્વાંગથી, અને કેટલાક દૈત્ય દાંતના અગ્રેકરીને હણાયેલા નાશ પામ્યા. ૧૫ જોતાંજોતાંમાં અસુરનું સર્વ સૈન્ય પાડી દીધું જોઇને મહા ભયાનક કાલિકા પ્રત્યે ચંડાસુર દોડયો. ૧૬ અને ભયાનક નેત્રવાળી તે દેવીના ઉપર મહા ભયાનક બાણની વૃષ્ટી કરીને તથા મુંડ ફેંકેલાં હજારો ચક્રે કરીને તેને ઢાંકી નાખી. ૧૭ અનેક ચક્ર તેના મુખમાં પેસતાં હતાં, તે જાણે ઘણાક સૂર્યનાં બિંબ વરસાદના વાદળામાં પેસી જતાં હોયની શું તેવાં શોભતાં હતાં. ૧૮ પછી જેના વિકરાળ મુખમાં જોતાં ભય ઉપજે એવા ઉજ્વળ દાંત છે, એવી કાલિકાએ ક્રોધે કરીને ઘોર શબ્દ કરવાની સાથે ભયાનક હાસ્ય કર્યું. ૧૯ અને મહા ખડ્ગને ઉગામીને હોંકારો કરી ચંડની

આમ દેવી ધશી આવી તથા તેના કેશ ઝાલીને તે ખડ્ગે કરીને તેનું માથું કાપી નાખ્યું. ૧૯/૨૦ ચંડને પાડયો જોઇને મુંડ તેનાભણી દોડયો. તેને પણ ક્રોધેકરી ખડ્ગે મારી પૃથ્વીપર પાડયો. ૨૦/૨૧ એટલે ચંડ તથા મહા બળવાન મુંડને માર્યા જોઇને હણાતાં રહેલું સૈન્ય ભય પામીને ચારે દિશાએ ભાગી ગયું. ૨૧/૨૨ પછી ચંડતથા મુંડનાં માથાં લેઇને ભારે પ્રચંડ અટ્ટહાસ કરીને કાલિકા આવીને ચંડીને કહેવા લાગી કે, ૨૨/૨૩ આ યુદ્ધ-યજ્ઞમાં ચંડ અને મુંડ નામે બે મોટા પશુઓનું હું તને બળિદાન આપુંછું અને શુંભ તથા નિશુંભને તો તું પોતે હણવાની છે. ૨૩/૨૪ ઋષિ કહેછે,—ચંડ મુંડ નામે મોટા અસુરનાં માથાં આણેલાં જોઇને કલ્યાણી ચંડીકાએ કાલિકાને આ સુંદર વચન કહ્યું ૨૪/૨૬ હે દેવી જેથી ચંડ અને મુંડને લેઇને તું મારી પાસે આવી છે તેથી લોકમાં તું 'ચામુંડા' એ નામથી પ્રસિદ્ધ થઇશ. ૨૫/૨૭

॥ यस्माच्चंडं च मुंडं च गृहीत्वा त्वमुपागता ॥

॥चामुंडेति ततो लोके ख्याता देवि भविष्यसि ॥ २९ ॥

इतिश्री पु० प्रकाशे मा० पुराणे सावर्णिके० देवी० चंडमुंडवधो नाम गु० भाषायां ८७ अध्यायः ॥ ( ७. )

---

॥ ऋषिरुवाच ॥ चंडे च निहते दैत्ये मुंडे च विनिपातिते ॥

॥ बहुलेषु च सैन्येषु क्षयितेष्वसुरेश्वरः ॥ १ ॥

ઋષિ કહેછે—ચંડમુંડ મરાયા અને ઘણુંક સૈન્ય નાશ થઇ ગયું, તે વખતે પ્રતાપી દૈત્યરાજા શુંભે ક્રોધે કરીને દૈત્યોની તમામ સેનાઓનો જમાવ કરવાની આજ્ઞા કરી. ૧-૨/૨-૩ "આજ પોતાનાં સર્વ સૈન્ય લેઇને છાશીકૂળના દૈત્યો હથિયાર બંધ નીકળો; અને કંબુ જાતના દૈત્યનાં ચોરાશી કૂળ પણ પોતાની સેના સાથે નીકળો. ૩/૪ કોટિવીર્ય અસુરોનાં પચ્ચાસ કૂળ અને ધૌમ્રનાં સો કૂળને નીકળવાનો મારો હુકમ છે. ૪/૫ કાળક, દૌર્હૃદ, મૌર્ય, કાલકેય વગેરે જાતોના દૈત્યો પણ મારી આજ્ઞાથી ઝટપટ નીકળો." ૫/૬ ભયંકર જેનું શાસન છે એવો અસુરરાજ શુંભ અનેક હજાર જબરા

સેનાઓથી વીંટેલો યુદ્ધ કરવાને નીકળ્યો. ૬/૭ આ અતિ ભયંકર દળ આ-
વતું જોઇને ચંડીએ ધનુષ્યના ટંકારે કરી પૃથ્વી તથા આકાશનો અં-
તરાળ ગજાવી મૂક્યો. ૭/૮ હે રાજન્, પછી સિંહે પણ ભારે ગર્જના કરી
અને તે નાદની સાથે ઘંટા વગાડીને અંબિકાએ તેમાં વધારો કર્યો. ૮/૯
એ રીતે ધનુષ્યની પણછ, સિંહ, અને ઘંટાના નાદે કરીને દિશાઓ જેણે
ભરી કાઢી છે તથા અતિશય વિસ્તારવાળું જેનું મુખ છે, એવી કાલિકા
ભયાનક ગર્જનાઓએકરીને જય પામી. ૯/૧૦ આ ઘોર સાંભળીને [1] ક્રોધ-
વડે દૈત્યસૈન્યે દેવી, સિંહ, તથા કાલિકાને ચારેપાસથી વીંટી લીધાં. ૧૦/૧૧
હે ભૂપ, એ સમયે દૈત્યોના નાશને અર્થે અને દેવલોકોના કલ્યાણને અર્થે
[2] અતિવીર્યવાન તથા [3] બળવાન ૧૧/૧૨ એવી, બ્રહ્મા, રૂદ્ર, સ્વામીકાર્તિક,
વિષ્ણુ, અને ઇંદ્રની શક્તિઓ તેમના શરીરમાંથી નીકળીને તે તે રૂપે
ચંડિકાની પાસે આવી. ૧૨/૧૩ જે દેવનું જેવું રૂપ, જેવું ભૂષણ, જેવું વાહન
તેજ પ્રમાણે રૂપાદિયુક્ત તેની શક્તિ અસુરોસાથે યુદ્ધ કરવાને આવી. ૧૩/૧૪
હંસયુક્ત શ્રેષ્ઠ વિમાનમાં બેસીને રૂદ્રાક્ષ, સૂત્ર, અને કમંડલુસહિત બ્રહ્માની
શક્તિ આવી, તેને 'બ્રહ્માણી' કરીને કહેછે. ૧૪/૧૫ શિવની શક્તિ વૃષભઉપર
બેઠેલી, ઉત્તમ ત્રિશૂળ ઝાલેલું, મોટા ભુજંગમ શરીરે વીંટેલા, અને ચંદ્રરે-
ખાના અલંકાર સહિત આવી. ૧૫/૧૬ કાર્તિકેયની શક્તિ અથવા કુમારરૂપ અં-
બિકા, હાથમાં શક્તિ લેઇને તથા ઉત્તમ મયૂરપર બેશીને દૈત્યસાથે યુદ્ધ કર-
વાને આવી. ૧૬/૧૭ તેમજ ગરૂડપર બેઠેલી, શંખ (પાંચજન્ય), ચક્ર (સુદર્શન),
ગદા (કૌમાદકી), શાર્ઙ્ગ નામે ધનુષ્ય, તથા નંદક નામે ખડ્ગ [4] હાથ-
માં ઝાલેલાં, એવી વિષ્ણુની શક્તિ આવી ૧૭/૧૮ યજ્ઞવારાહનું અતુળ રૂપ
ધારણ કરનાર વિષ્ણુની શક્તિ વારાહ-શરીર ધારણ કરીને આવી. ૧૮/૧૯ નૃ-
સિંહના સરખું શરીર ધારણ કરતી તથા કેશવાળી ફેંકવાથી નક્ષત્રસમુદાય
જેણે આઘોપાછો કરી નાખ્યો છે, એવી નારસિંહી શક્તિ આવી. ૧૯/૨૦ હા-
થમાં વજ્ર ઝાલેલું, હાથીપર બેઠેલી, સહસ્ર નેત્રવાળી ઇંદ્રની શક્તિ આવી;
જેવો ઇંદ્ર તેવીજ તે હતી. ૨૦/૨૧ પછી એ દેવની શક્તિઓથી વીંટાયલા મ-
હાદેવે ચંડિકાને કહ્યું કે મારી પ્રીતિને લીધે ઉતાવળે દૈત્યોનો નાશ કરો.

---

૧. પાઠાંતરે "બાણોવડે." ૨. ઉત્સાહશક્તિમાન. ૩. દેહશક્તિમાન. ૪ શંખા-
દિક ચાર આયુધ ચાર હાથમાં અને પાંચમું ખડ્ગ કક્ષામાં ધારેલું સમજવું.

૨૧/૨૨ તે વખતે દેવીના શરીરમાંથી મહા બિહામણી, સેંકડો શિયાળવાં સાથે શબ્દ કરતી અતિ વિકાળ ચંડિકાની શકિત નીકળી. ૨૨/૨૩ અપરાજિતા શકિત ધુમ્રસરખી જટાવાળા શિવને કહેવા લાગી કે હે ભગવન્, તમે શુંભ નિશુંભની પાસે દૂત થઇને જાઓ, ૨૩/૨૪ અને એ અત્યંત ગર્વિત શુંભ તથા નિશુંભ દૈત્યોને અને બીજા જે દાનવ ત્યાં યુદ્ધ કરવાને આવ્યા હોય તેમને કહો કે, ૨૪/૨૫ જો તમે જીવવાનો ખપ કરતા હો તો ત્રણલોક ઇંદ્રને પાછા આપો, યજ્ઞ ભાગ દેવોને ખાવા દો, અને તમે પાતાળમાં જાઓ. ૨૫/૨૬ પણ બળના ગર્વથી તમને યુદ્ધ કરવાની આકાંક્ષા હોય, તો ભલે આવો; તમારા માંસેકરીને મારાં શિયાળવાં તૃપ્ત થાઓ. ૨૬/૨૭ જેથી કરીને તેણે શિવનેજ તેની જાતે દૂતકાર્ય કરવાને મોકલ્યા. માટે તે દિવસથી 'શિવદૂતિ' એવું નામ તેનું લોકમાં પડયું. ૨૭/૨૮ શિવના મુખથી દેવીનાં વચન સાંભળીને તે દૈત્યો પણ ક્રોધે ભરાઇને જ્યાં કાત્યાયની દેવી ઉભી હતી ત્યાં આવ્યા. ૨૮/૨૯ અને તે નિર્મર્યાદ ક્રોધવાળા દૈત્યોએ પ્રથમજ બાણ, શકિત, ઋષ્ટિ, વગેરેનો વરસાદ દેવી ઉપર વરસાવવા માંડયો. ૨૯/૩૦ એટલે દેવીએ પણ તેમના મૂકેલા બાણ, શૂળ, ચક્ર, ફરસીઓ વગેરેનો ખેંચેલા ધનુષ્યથી છોડેલા મોટા બાણોએ કરીને રમતની પેઠે કાપી નાખ્યાં. ૩૦/૩૧ તેના આગળ શત્રુઓને ભાલાવડે વીંધી નાખતી અને ખટ્વાંગવડે હણતી કાલિકા ફરવા લાગી. ૩૧/૩૨ બ્રહ્માણી શકિતએ શત્રુઓ જે જે માર્ગે જાય તે તે માર્ગે તેમના પર કમંડલુમાંથી જળ છાંટીને તેમને હીનવીર્ય તથા બળરહિત કરી મૂકયા. ૩૨/૩૩ તેમજ માહેશ્વરીએ ત્રિશૂલેકરીને, વૈષ્ણવીએ ચક્રેકરીને, અને અતિ કોપવાળી કુમારની શકિતએ શકિતવડેકરીને દૈત્યોનો સંહારવાળી મૂકયો. ૩૩/૩૪ ઐંદ્રી શકિતના વજ્રપાતથી ચીરાઇ ગયેલા સેંકડો દૈત્ય તથા દાનવોના શરીરમાંથી રૂધિરના ઓઘ ચાલવા લાગ્યા અને તેઓ પૃથ્વીપર પડ્યા. ૩૪/૩૫ વારાહમૂર્તિએ મુખના પ્રહારેકરી પાડી નાખેલા તથા દાઢના અગ્રેકરી છાતી જેમની ફાટેલી એવા, તથા ચક્રેકરી કાપી નાખેલા કેટલાક પડવા લાગ્યા. ૩૫/૩૬ શબ્દેકરીને આકાશ જેણે ભરી કાઢયું છે એવી નારસિંહી શકિત નખેકરી ફાડી નાખેલા કેટલાક મોટા મોટા દૈત્યોને ખાઇજતી સંગ્રામમાં ચાલવા લાગી. ૩૬/૩૭ વળી શિવદૂતીના પ્રચંડ અટ્ટહાસેકરીને નાશ પામેલા કેટલાક પૃથ્વીપર પડ્યા, તેમને તે ખાઇજવા લાગી. ૩૭/૩૮ આ રીતે ક્રોધ પામેલી

માતાઓના સમુદાયથી નાશ થતા મોટા મોટા દૈત્યોને જોઇને અસુરસે-
નાના દૈત્યો નાના પ્રકારની જુક્તિઓ કરી નાસવા લાગ્યા. ૩૯ માતૃગણથી
પીડા પામેલા દૈત્યોને નાસતા જોઇને **રક્તબીજ** નામે મોટો દૈત્ય ક્રોધે ભ-
રાઈ યુદ્ધ કરવાને આગળ આવ્યો. ૪૦ એના શરીરમાંથી જ્યારે રૂધિરનો
બિંદુ પૃથ્વીપર પડતો ત્યારે પૃથ્વીથકી રક્તબીજના જેવડોજ બીજો દૈત્ય
ઉત્પન્ન થતો હતો ! ૪૧ એ દૈત્ય હાથમાં ગદા લેઇને ઇંદ્ર-શક્તિની સાથે યુદ્ધ
કરવા લાગ્યો, એટલે ઐંદ્રીશક્તિએ પોતાના વજ્રવતી રક્તબીજને તાડન
કર્યું. ૪૨ વજ્ર વાગવાથી તેના શરીરમાંથી રૂધિર વહેવા લાગ્યું, એટલે
તેના જેવા અને તેવાજ પરાક્રમવાળા યોધ તેમાંથી પેદા થયા ! ૪૩ જેટલા
રક્તના બિંદુ તેના શરીરમાંથી પડ્યા, તેટલા પુરૂષ તેના જેવા વીર્યવાન,
બળવાન, અને પરાક્રમી ઉત્પન્ન થયા ! ૪૪ એમ રક્તમાંથી ઉપજેલા પુરૂષો
પણ દેવીઓની સાથે સંગ્રામમાં અતિદારૂણ શસ્ત્ર મારવાવડે કરીને ભયાનક
યુદ્ધ કરવા લાગ્યા. ૪૫ વળી ફરીને વજ્ર વાગવાથી જ્યારે તેનું માથું ફૂટ્યું
ત્યારે પણ લોહી વહેવા લાગ્યું અને તેમાંથી હજારો પુરૂષો ઉત્પન્ન થયા ! ૪૬
વૈષ્ણવી શક્તિએ તેને ચક્રવતી પ્રહાર કર્યો, અને ઐંદ્રીએ તે દૈત્યપતિને
ગદાવડે પ્રહાર કરવા માંડ્યો. ૪૭ વૈષ્ણવીના ચક્રથી ભેદ પામેલા તેના શ-
રીરમાંથી તેના સરખા હજારો રૂધિર વહેવાથી ઉત્પન્ન થયા અને તેથી બધું
જગત્ વ્યાપી ગયું. ૪૮ વળી કૌમારીએ શક્તિએકરીને, વારાહીએ તર-
વારથી, અને માહેશ્વરીએ ત્રિશૂળેકરીને રક્તબીજાસુરને હણ્યો. ૪૯ તે ર-
ક્તબીજ નામે મહાદૈત્યે પણ ક્રોધેકરીને સર્વ માતાઓને પૃથક્ પૃથક્ ગદાવડે
તાડન કર્યું. ૫૦ એટલે તેને શક્તિ, શૂળ, ગદા આદિકથી ઘણે પ્રકારે ચં-
ડિકાએ હણવાથી જે રૂધિરનો પ્રવાહ પૃથ્વીપર ચાલ્યો તેમાંથી બીજા સેંકડો
દૈત્ય ઉત્પન્ન થયા. ૫૧ અને અસુરના રૂધિરમાંથી ઉત્પન્ન થયેલા દૈત્યોથી આખું
જગત વ્યાપી ગયું. તેથી દેવલોકો ભારે ભય પામવા લાગ્યા. ૫૨ તે ઉદાસ થયેલા
દેવોને જોઇને ઉતાવળે ચંડિકા બોલી; તેણે કાલિકાને કહ્યું કે હે ચામુંડે,
તારૂં મોં પોહોળું કર, ૫૩ અને મારૂં શસ્ત્ર વાગવાથી રક્તબિંદુમાંથી જે તેજ
નામના જબરા દૈત્યો ઉત્પન્ન થાયછે, તેમને આ તારા મુખે કરીને વેગથી ઝીલી
લે. ૫૪ તથા તેમને ખાતી ખાતી તું સંગ્રામમાં ચાલ. એ રીતે એ દૈત્યનું
રૂધિર ઘટી જવાથી તે મરી જશે. ૫૫ જેમને તું ખાઇ જઇશ, તે દારૂણ

દૈત્યો ફરીને ઉત્પન્ન નહિ થાય, એમ કાલિકાને કહીને પછી દેવીએ તેને શૂળેકરીને હણ્યો. ૫૫ અને કાલિકાએ તેનું રૂધિર મુખમાં ઝીલી લીધું; એટલે એણે પણ ચંડિકાને ગદા મારી. ૫૬ પણ તેની ગદાના પ્રહારથી દેવીને લગાર પણ વેદના થઇ નહિ; પરંતુ હણેલા એવા તેના શરીરમાંથી તો પુષ્કળ રૂધિર વહેવા લાગ્યું. ૫૭ અને તે જ્યાં જ્યાં વહેતું ત્યાંથી ત્યાંથી ચામુંડા મુખેકરીને ઝીલી લેતી; તથા તેના મુખમાં રક્ત પડવાથી જે દૈત્યો ત્યાં ઉપજ્યા ૫૮ તેમને ચામુંડા ખાઇ ગઇ તથા તેનું રૂધિર પી ગઇ. પછી દેવીએ શૂળ, વજ્ર, બાણ, તરવાર, અને ઋષ્ટિ નામે આયુધે કરીને ૫૯ ચામુંડાએ જેનું રૂધિર પીધું છે એવા રક્તબીજને હણ્યો. હે પૃથ્વીપતે, શસ્ત્રસમુદાયથી હણાયલો રક્તબીજ નામે મહા અસુર રૂધિરરહિત થઇને પછી પૃથ્વીઉપર પડ્યો. ૬૦॥ હે નૃપ, એ અસુરનું મરણ થયું એટલે દેવલોકો અત્યંત આનંદ પામ્યા અને રૂધિરના મદવડે મસ્ત થયેલો માતૃગણ નાચવા લાગ્યો. ૬૧॥

॥ ततस्ते हर्षमतुलमवापुस्त्रिदशानृप ॥

॥ हते मातृगणस्तस्मिन्ननर्तासृङ्मदोद्धतः ॥ ६१॥

इतिश्री पु०प्रकाशे मा०पुराणे सावर्णिके० देवीमाहात्म्ये रक्तबीजवधो नाम गु०भाषायां ८८ अध्यायः ॥ (८)

---

राजोवाच ॥ विचित्रमिदमाख्यातं भगवन् भवता मम ॥

॥ देव्याश्चरितमाहात्म्यं रक्तबीजवधाश्रितं ॥ १ ॥

રાજા કહેછે,—હે ભગવન્, તમોએ મને રક્તબીજના વધ સંબંધી દેવી ચરિત્રનું મહાત્મ્ય કહ્યું તે વિચિત્ર છે. ૧ હવે રક્તબીજનું મૃત્યુ થયા પછી મહાક્રોધી શુંભ તથા નિશુંભે જે કામ કર્યું તે સાંભળવાની મને ઇચ્છા છે ૨ ઋષિ કહેછે,—રક્તબીજને માર્યા પછી અને બીજાપણ સંગ્રામમાં હણાયા પછી શુંભ તથા નિશુંભે અત્યંત ક્રોધ કર્યો; ૩ હવે પોતાના મોટા સૈન્યનો નાશ થતો જોઇને ક્રોધ કરી અસુરની મુખ્ય સેના લેઇને નિશુંભ ધાયો. ૪ અને તેની આગળ પાછળ તથા બાજુઓપર મોટા મોટા અસુરો હોઠ કરડતા અને ક્રોધ કરતા દેવીને મારવાને દોડ્યા. ૫ મહા વી-

પંચાળો શુંભ પણ પોતાની સેનાને લઇને માતાઓ સાથે યુદ્ધ કરી ક્રોધથકી ચંડિકાને હણવાને અર્થે આવ્યો હતો. ૬ પછી શુંભ નિશુંભ તથા દેવીનું ભારે યુદ્ધ થયું. જાણે બે મેઘ વરસતા હોય તે પ્રમાણે અતિ દારૂણ બાણની વૃષ્ટિ ચાલી રહી હતી. ૭ દૈત્યોએ ફેંકેલા બાણોને પોતાના બાણના સમુદાયેકરીને તત્કાળ ચંડિકા કાપી નાખતી હતી અને તે બન્ને દૈત્યપતિઓનાં શરીર ઉપર બાણોના પ્રહાર કરતી હતી. ૮-૯ નિશુંભે ઝગારા મારી રહેલું તીક્ષ્ણ ખડ્ગ તથા ઢાલ લેઇને દેવીના ઉત્તમ વાહન સિંહના માથામાં તે ખડ્ગ માર્યું ૧૦ વાહનને ઘા કર્યો જોઇને દેવીએ નિશુંભના તીક્ષ્ણ ખડ્ગને તથા અષ્ટચંદ્ર નામે ઢાલને બાણેકરીને કાપી નાખ્યાં. ૧૧ ઢાલ તરવાર કપાયાં જોઇને તે અસુરે શક્તિ છોડી; તેના પણ પોતાની સામે આવતી જોઇ ચક્રવડે બે કટકા કરી નાખ્યા. ૧૨ ક્રોધેકરી ગર્જેલા નિશુંભદાનવે હવે શૂલ લીધું. અને તેને પણ આવતું જોઇને મુષ્ટિપ્રહારથી દેવીએ તેનો ચૂરેચૂરો કરી નાખ્યો. ૧૩-૧૪ હવે તેણે ગદા ફેરવીને ચંડિકાપ્રતે નાખી. તે પણ દેવીએ ત્રિશૂળેકરી તોડેલી ભસ્મ થઇ ગઇ. ૧૫ પછી હાથમાં ફરસી લઇને આવતા દૈત્યશ્રેષ્ઠને દેવીએ બાણોના સમૂહથી હણીને પૃથ્વી ઉપર પાડયો. ૧૬ ભયાનક પરાક્રમવાળા પોતાના ભાઇ નિશુંભને પૃથ્વીપર મૂર્છિત પડયો જોઇને મહાક્રોધ કરી શુંભ રથમાં બેસીને અંબિકાને હણવા માટે આવ્યો. ૧૭ દેવી તે વખતે અતિ ઉત્તમ તથા જેમાં પરમ આયુધ ઝાલી લીધાંછે, એવા અનુપમ આઠ હાથેકરી આખા આકાશમાં વ્યાપ્ત થઇને શોભવા લાગી. ૧૮ તેને (શુંભને) આવતો જોઇને દેવીએ શંખ વગાડયો તથા અતિ દુઃસહ ધનુષ્યની પણછનો ટંકાર કર્યો. ૧૯ તેમજ સકળ અસુરસેનાના તેજનો નાશ કરનાર એવા પોતાના ઘંટાના નાદેકરી દિશાઓ ભરી કાઢી. ૨૦ પછી મહાન હાથીઓના મદને તજાવનાર એવી ભારે ગર્જનાઓકરીને સિંહે પણ આકાશ તથા સમીપની દશે દિશાઓ ભરી કાઢી. ૨૧ પછી કાલિકાએ આકાશમાં કૂદીને બે હાથેકરી પૃથ્વીપર પ્રહાર કર્યો, તેનો એવો ભારે અવાજ થયો કે તેથી પેહેલાંના બધા અવાજ ઢંકાઇ ગયા. ૨૨ શિવદૂતીએ ભયંકર એવું ભારે હાસ્ય કર્યું કે તેના અવાજથી દૈત્યો ત્રાસ પામવા લાગ્યા તથા શુંભને ભારે ક્રોધ ઉપજ્યો. ૨૩ જે સમયે દેવી બોલી કે, 'હે દુરાત્મા, ઉભો રહે, ઉભો રહે,' તે વખતે આકાશમાં રહેલા દેવોએ 'જય,

જય' એવો શબ્દ કર્યો. ૨૪ શુંભે આવીને મૂકેલી જવાળા જેવી અતિ ભયાનક અને અગ્નિના ઢગલા સરખી પ્રકાશિત જે શક્તિ આવતી હતી, તે બારે ઉલ્કાપાત થવાથી નાશ પામી. ૨૫ શુંભના સિંહ-નાદેકરીને ત્રણલોક વ્યાપ્ત થઇ ગયા, પણ હે રાજન્, મેઘગર્જનાના ઘોર અવાજ આગળ તે હારી ગયો. ૨૬ શુંભે મૂકેલા બાણને દેવીએ અને તેણિયે મૂકેલાને શુંભે પોતપોતાના દારૂણ બાણોએકરી સેંકડો અને હજારો પ્રકારે કાપી નાખવા માડ્યાં. ૨૭ પછી ચંડિકાએ કોપ કરીને તેને શૂલવડે હણ્યો તેથી તે મૂર્છા પામીને પૃથ્વી ઉપર પડ્યો. ૨૮ એટલામાં નિશુંભને ચેતના આવી તેથી હાથમાં ધનુષ્ય લેઇને દેવી, કાલકા તથા સિંહને બાણોએકરી હણવા લાગ્યો. ૨૯ વળી ફરીને હજાર હાથ કરીને તે દૈત્યે ચક્ર નામના આયુદ્ધથી દેવીને ઢાંકી કાઢી. ૩૦ પછી વિષમ સંકટનો નાશ કરનારી ભગવતી દુર્ગાએ ક્રોધ કરી પોતાના બાણોએકરી તેનાં ચક્ર તથા બાણોને કાપી નાખ્યાં. ૩૧ એટલે દૈત્યસેનાથી વીંટાયલો નિશુંભ ગદા લેઇને વેગથી ચંડિકાને મારવા દોડ્યો ૩૨ તેને આવતો જોઇને ચંડિકાએ તીક્ષ્ણ ધારવાળા ખડ્ગથી તેની ગદા ભાગી નાખી; એટલે તેણે શૂળ લીધું. ૩૩ દેવપીડક એવા નિંશુભને હાથમાં શૂળ લેઇ આવતો જોઇને વેગથી ફેંકેલા ભાલાએકરી ચંડિકાએ તેની છાતી વીંધી ૩૪ એટલે શૂળથી ભેદ પામી છે છાતી જેની એવા નિશુંભના હ્રદયમાંથી બીજો મહાબળવાન અને મહાવીર્યવાન પુરૂષ 'ઉભો રહે' એમ બોલતો નીકળ્યો ૩૫ એટલે ગર્જનાની પેઠે હસીને દેવીએ તે નીકળતા પુરૂષનું માથું ખડ્ગેકરી કાપીનાખ્યું, અને તે પૃથ્વીપર પડ્યો. ૩૬ પછી સિંહ પોતાની ભયાનક દાઢોવડે અસુરોની ગરદનો ભેદી નાખી તેમને ખાઇ જવા લાગ્યો. તેમ કાલિકા તથા શિવદૂતીએ બીજાને ખાઇ જવા માંડ્યા. ૩૭ કેટલાક કૌમારીની શક્તિવડે હણાઇને નાશ પામી ગયા. તથા કેટલાક મોટા દૈત્યો બ્રહ્માણીના મંત્રેલા જળથી હતા નહતા થઇ ગયા. ૩૮ કેટલાક માહેશ્વરીના ત્રિશૂળથી અને કેટલાક વારાહીનું મુખ વાગવાથી નાશપામી પૃથ્વીપર પડ્યા. ૩૯ વૈષ્ણવી શક્તિએ કેટલાક દૈત્યોના ચક્રે કરીને, તથા એંદ્રી શક્તિના હાથમાંથી છૂટેલા વજ્રે કેટલાકના કડકા કડકા કરી નાખ્યા. ૪૦ કેટલાક દૈત્યો નાશ પામ્યા, કેટલાક મહા સંગ્રામમાંથી નાશી ગયા, અને કેટલાકને કાલિકા, શિવદૂતી, તથા સિંહ,

આઇ ગયાં. ૩૮

॥ केचिद्विनेशुरसुराः केचिन्नष्टा महाहवात् ॥

॥ भक्षिताश्चापरे कालीशिवदूतीमृगाधिपैः ॥ ३९ ॥

इतिश्री पुराणार्थ प्र० मा० पु० साव० देवी० निशुंभवधो नाम गु० भा० ८९ अध्यायः ॥ ( ९ )

---

॥ ऋषिरुवाच ॥ निशुंभं निहतं दृष्ट्वा भ्रातरं प्राणसंमितं ॥

॥ हन्यमानं बलं चैव शुंभः क्रुद्धोऽब्रवीद्वचः ॥ १ ॥

ઋષિ કહેછે,–પોતાના પ્રાણસમાન ભાઇ નિશુંભને હણાયલો તથા સેનાને હણાતી જોઇને ક્રોધે ભરાઇને શુંભ બોલ્યો. ૨ બળના મદથી દોષ પામેલી હે દુર્ગે, તું ગર્વ મા કર; કેમકે તું બીજીઓની મદદ લેઇને યુદ્ધ કરે છે, અને પોતાને જબરી માને છે. ૩ દેવી કહેછે,– હું જગતમાં એકજ છું; મારાથી બીજી આ લોકમાં કોણ છે ? હે દુષ્ટ, જો એ મારી વિભૂતિઓ મારામાંજ પાછી પ્રવેશ કરેછે. ૪ પછી બ્રહ્માણીને આદિ લેઇને તે બધી દેવીઓ અંબિકાના શરીરમાં લીન થઇ ગઇ, અને પછી પોતે એકજ અંબિકા રહી. ૫ દેવી કહેછે,– હું મારી વિભૂતિએ કરીને ઘણાં રૂપ ધારણ કરીને જે રહી હતી, તે બધું મેં પાછું સંકેલી લીધું છે. હવે સંગ્રામમાં હું એકજ છું, માટે હોંશિયાર થા. ૬ ઋષિ કહેછે,– પછી બધા દેવ અને દૈત્યના દેખતાં દેવી અને શુંભ બન્નેનું દારૂણ યુદ્ધ ચાલતું થયું. ૧૦ બાણોના વરસાદે કરીને, તથા તિક્ષ્ણ શસ્ત્ર અને દારૂણ અસ્ત્રોએ કરીને સર્વ લોકને ભય કરનારૂં તે બન્નેનું ભારે યુદ્ધ થયું. ૧૧ સેંકડો દિવ્યઅસ્ત્ર જે અંબિકા મૂકતાં હતાં તેને નાશ કરવાના સામર્થ્યવાળાં અસ્ત્ર સામે મૂકીને દૈત્યરાજા તેને ભાગી નાખતો હતો. ૧૨ અને તેણે મૂકેલાં દિવ્યઅસ્ત્રને પરમ ઐશ્વર્યવાળી દેવી પણ હોંકારાની સાથે રમતની પેઠે ભાગી નાખતી હતી. ૧૩ પછી દૈત્યે સેંકડો બાણે કરીને દેવીને ઢાંકી દીધી, એટલે દેવીએ કોપ કરીને બાણોવતી તેનું ધનુષ્ય કાપી નાખ્યું. ૧૪ ધનુષ્ય કપાયું એટલે દૈત્યરાજાએ શક્તિ લીધી, તેને પણ દેવીએ

તેના હાથમાં ને હાથમાંજ ચક્રવતી છેદી નાખી. ૧૧/૧૫ પછી દૈત્યનો રાજા ખડ્ગ તથા શતચંદ્ર નામે તેજસ્વી ઢાલ લઇને દેવીનાં તરફ દોડયો. ૧૨/૧૬ પણ તેના આવતાંમાંજ ચંડીએ ધનુષ્યમાંથી છોડેલા તીક્ષ્ણ બાણે કરીને તેનું ખડ્ગ તથા સૂર્યકિરણ જેવી નિર્મળ ઢાલ છેદી નાખી. ૧૩/૧૭ અશ્વ તથા સારથી જેના હણાયા છે તથા ધનુષ્ય જેનું કપાઇ ગયું છે, એવા તે દૈત્યે પછી અંબિકાને મારી નાખવાના ઉદ્યમમાં ભયાનક મુદ્‌ગર હાથમાં લીધું. ૧૪/૧૮ તેને આવતો જોઇ તીક્ષ્ણબાણોએ કરી તેનું મુદ્‌ગર પણ છેદી નાખ્યું, તથાપિ મુષ્ટિ ઉગામીને વેગે કરી તે ધાયો. ૧૫/૧૯ અને દૈત્યરાજાએ તે મુષ્ટિ દેવીના હૃદયમાં મારી; દેવીએ પણ તેને હૃદયમાં થાપટ મારી. ૧૬/૨૦ એ થાપટના પ્રહારથી હણાયલો તે દૈત્યરાજ પૃથ્વીપર પડયો, પણ પાછો એકાએક ઉભો થયો. ૧૭/૨૧ અને દેવીને ઝાલીને ગગનમાં ઉડયો, તો ત્યાં પણ નિરાધાર રહીને ચંડિકા તેની સાથે યુદ્ધ કરવા લાગી. ૧૮/૨૨ આકાશમાં સિદ્ધ અને મુનિને વિસ્મય કરનારૂં બાહુ-યુદ્ધ ( મલ્લ કુસ્તી ) દૈત્ય તથા ચંડિકાએ પરસ્પર પ્રથમ કરવા માંડયું ૧૯/૨૩ પછી ઘણીકવાર લગી તેની સાથે બાહુયુદ્ધ કર્યા પછી ચંડિકાએ તેને ઉપાડી ચાક ચઢાવીને પૃથ્વીપર ફેંકયો. ૨૦/૨૪ પૃથ્વીપર ફેંકેલો તે દુષ્ટાત્મા ( ઊઠતો કે ) ચંડિકાનું મૃત્યુ કરવાની ઇચ્છાથી મુકી ઉગામીને વેગેકરી ધાયો. ૨૧/૨૫ એટલે દેવીએ સર્વ દૈત્યના અધિપતિને આવતો જોઇ છાતીમાં ભાલો મારી પૃથ્વીપર પાડી નાખ્યો. ૨૨/૨૬ દેવીના ભાલાની અણીથી ઘવાયલો તે પ્રાણ તજીને પૃથ્વીપર પડયો, અને તેના પડવાથી સમુદ્ર, દ્વીપ, અને પર્વત સહિત બધી પૃથ્વી ચલાયમાન થઈ ગઇ. ૨૩/૨૭ એ દુરાત્માનું મૃત્યુ થયું એટલે સર્વ જગત્ પ્રસન્ન થઇને સ્વસ્થતા પામ્યું અને આકાશ નિર્મળ થયું. ૨૪/૨૮ તેના પડવાની પહેલાં જે ઉલ્કાપાત તથા ઉત્પાત સહિત મેઘ થતા હતા તે શાંત થયા, તથા નદીઓ પોતાને માર્ગે વેહેવા લાગી ૨૫/૨૯ તે મરાયો એટલે બધા દેવતાના ગણ મનમાં અત્યંત આનંદ પામ્યા, અને ગંધર્વો સુંદર ગાયન કરવા લાગ્યા, ૨૬/૩૦ તથા કેટલાક વગાડવા લાગ્યા. અપ્સરાઓના ગણ નાચવા લાગ્યા શુભ વાયુ વહન કરવા લાગ્યા, સૂર્ય વિશેષ તેજસ્વી થયો, અગ્નિઓ (અગ્નિ હોત્રાદિમાંના) શાંતરીતે બળવા લાગ્યા, અને દિશાઓમાં થતા શબ્દો શાંત થયા. ૨૭/૩૧ ॥

॥ अवादयंस्तथैवान्ये ननृतु श्चाप्सरोगणाः ॥
॥ ववुःपुण्यास्तथा वाताः सुप्रभोऽभूद्दिवाकरः ॥
॥ जज्वलुश्चाग्नयः शांताः शांता दिग्जनितस्वनाः (२७॥ )

इतिश्री पु० प्र० मार्कं० सा०म० देवीमा० शुंभवधो नाम गुर्जर-भा० १० अध्यायः ॥ ( १० )

---

ऋषिरुवाच,—
॥ देव्या हते तत्र महासुरेंद्रे सेंद्राः सुरा वन्हिपुरोगमास्तां ॥
॥ कात्यायनीं तुष्टुवुरिष्टलाभा द्विकाशिवक्रास्तु विकाशिताशाः ॥१॥

ઋષિ કહેછે—રણભૂમિમાં મહાઅસુરપતિને દેવીએ માર્યો એટલે ઇચ્છિત લાભ થવાથી પ્રફુલ્લિત થયું છે મુખ તથા મનોરથ જેમના એવા વન્હિને આદિ લેઇને ઇંદ્ર સહિત દેવો કાત્યાયની દેવીની સ્તુતિ કરવા લાગ્યા. ૨ હે શરણાગતનાં દુઃખ હરનારી દેવિ, હે અખિલ જગતની માતા, હે વિશ્વેશ્વરિ, પ્રસન્ન થા, અને વિશ્વનું રક્ષણ કર; હે દેવિ તું સ્થાવર જંગમ માત્રની ઈશ્વરિ છે. ૩ તું પૃથ્વી રૂપે કરીને રહેલી છે, માટે જગતની આધારભૂત છે; કોઇથી જેનું ઉલ્લંઘન ન થાય એવા વીર્યવાળી હે દેવિ, તું જળરૂપે રહીને આખા વિશ્વને તૃપ્ત કરે છે. ૪ તું અનંત વીર્યવાળી વિષ્ણુની શક્તિ છે, વિશ્વનું આદિ કારણ, અને પરમ માયારૂપ છે; હે દેવિ, તેં આ સર્વ જગતને મોહ પમાડી દીધું છે; પ્રસન્ન એવી તું આ જગતમાં મુક્તિની હેતુભૂત છે. ૫ હે દેવિ, જગતમાં સમસ્ત [1] વિદ્યાઓ અને પાતિવ્રત્ય સૌંદર્યાદિ [2] કળાઓ સહિત બધી સ્ત્રીઓ તારા અંશ છે. અંબા એવી એકલી તેંજ આ બધું જગત્ ભરી કાઢ્યું છે. માટે સ્તુતિસંબંધી ઉત્તમ વચન જેમાં છે એવી તારી શી સ્તુતિ કરવી! ૬ (ફરીને સ્તુતિનું અઘટિતપણું વર્ણવે છેઃ—) જો તું સ્વર્ગ અને મુક્તિ આપનારી દેવી સર્વમય છે, તો અમે તારી સ્તુતિ કરી. હવે સ્તુતિને અર્થે

---

૧ વેદ વેદાંગ ધર્મશાસ્ત્ર પુરાણાદિમળીને ૧૮ વિદ્યાઓ.　　૨ અથવા ગીત વાદ્યાદિ ૬૪ કળાઓ શૈવતંત્રમાં કહેલી છે તે.

બીજાં કયાં પરમ વચન અમે [૧] કહિયે? ૬/૭ સર્વની બુદ્ધિરૂપેકરીને જનના હૃદયમાં રહેલી તથા સ્વર્ગ અને મોક્ષ આપનારી હે નારાયણિ દેવિ, તને નમસ્કાર છે. ૭/૮ કળા, (ત્રીશકાષ્ઠા) કાષ્ઠા, (અઢાર નિમેષ) આદિક કાળવિભાગ રૂપે કરીને પરિણામ આપનારી (ફેરફાર કરનારી) તથા સૃષ્ટિનો સંહાર કરવામાં શક્તિમાન નારાયણિ, તને નમસ્કાર છે. ૮/૯ સર્વે કલ્યાણમાં કલ્યાણપણારૂપ, સર્વ અર્થની સિદ્ધિ કરનારી ભવાની, (ભક્તને) શરણ પામવા યોગ્ય એવી, ત્રણ નેત્રવાળી, ગૌરીરૂપ નારાયણિ, તને નમસ્કાર છે. ૯/૧૦ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને વિનાશ કરનારી શક્તિરૂપ સનાતન દેવી, ગુણની આધાર તથા ગુણરૂપ નારાયણિ, તને નમસ્કાર છે. ૧૦/૧૧ શરણે આવેલા દીન અને પીડા પામેલાનું રક્ષણ કરવામાં તત્પર, અને સર્વ કોઇની વેદનાને હરણ કરનારી દેવી **નારાયણિ** તને નમ૦ ૧૧/૧૨ હંસયુક્ત વિમાનમાં બેઠેલી **બ્રહ્માણીનું** રૂપ ધારણ કરનારી તથા કમંડલુમાંથી જળ છાંટનારી હે **નારાયણિ** દેવિ, તને નમ૦ ૧૨/૧૩ ત્રિશૂળ, ચંદ્ર, અને સર્પને ધારણ કરનારી તથા મોટા વૃષભનું જેને વાહન છે એવી **માહેશ્વરી** રૂપ દેવી **નારાયણિ** તને નમ૦ ૧૩/૧૪ મોર તથા કૂકડાથી વીંટાયલી અને મોટી શક્તિ ધારણ કરનારી પાપ રહિત **કૌમારી** રૂપ દેવી **નારાયણિ** તને નમ૦ ૧૪/૧૫ શંખ, ચક્ર, ગદા, શાર્ઙ્ગ ધનુષ્ય, આદિ પરમ આયુધને ધારણ કરનારી **વૈષ્ણવી** રૂપ દેવિ, પ્રસન્ન થા; હે નારાયણિ તને નમ૦ ૧૫/૧૬ ભયાનક મોટું ચક્ર ઝાલેલું તથા દાઢેકરી પૃથ્વીને ઉપાડેલી જેણે એવા વરાહ રૂપને ધારણકરનારી દેવી **નારાયણિ** તને નમ૦ ૧૬/૧૭ ભયાનક નૃસિંહ રૂપે કરીને દૈત્યોને હણવાનો જેણે ઉદ્યોગ કર્યો છે તથા જે ત્રણ લોકનું રક્ષણ કરનારી છે એવી **નારાયણિ** તને નમ૦ ૧૭/૧૮ માથાપર મુકુટ ધારણ કરેલો, મોટું વજ્ર જેનું આયુધ છે, હજાર નેત્રેકરીને ઉજ્વલ જેની કાંતિ છે એવી, **વૃત્રાસુરનો** પ્રાણ લેનારી **ઐંદ્રિશક્તિરૂપ** દેવી **નારાયણિ** તને નમ૦ ૧૮/૧૯ **શિવદૂતી** રૂપેકરીને દૈત્યની મોટી સેનાનો જેણે નાશ કર્યો છે તથા ભયાનક જેનું રૂપ અને મોટી જેની ગર્જના છે, એવી હે **નારાયણિ** તને નમ૦ ૧૯/૨૦ દાઢોએકરી વિકરાળ

---

૧. ભાવાર્થ એવો કે:—સર્વવ્યાપકતાને લીધે **પરા, પશ્યંતી, મધ્યમા** અને **વૈખરી** એ ચાર પ્રકારની વાણીમાં પણ તું રહેલી છે તો તે વાણી ભિન્નપણે તારી સ્તુતિ શી રીતે કરી શકે? વાસ્તે કેવળ તારા નામવડે તને નમસ્કાર કરીએ છીએ.

જેનું મુખ છે, તથા મસ્તકમાળાનો જેને અલંકાર છે, એવી મુંડ દૈત્યને હણનારી ચામુંડારૂપ નારાયણિ તને નમ૦ ૨૦/૨૧ લક્ષ્મી, લજ્જા, મહાવિદ્યા, શ્રદ્ધા, પુષ્ટિ, સ્વધા, નિશ્ચલા, મહારાત્રી, અને મહામાયા, એ જેનાં રૂપ છે એવી નારાયણિ તને નમ૦ ૨૧/૨૨ મેધા, સરસ્વતી, શ્રેષ્ઠ, વૈભવ, મહત્તા, તમોગુણ એ જેનાં રૂપ છે એવી હે સ્વતંત્ર ઇશ્વરી, તું પ્રસન્ન થા: હે નારાયણિ તને નમ૦ ૨૨/૨૩ સર્વ કાંઇ જેનું સ્વરૂપ છે, સર્વની પ્રભુ અને સર્વ સામર્થ્યવાળી હે દેવિ, અમારૂં ભયથકી રક્ષણ કર. હે દુર્ગા દેવિ તને નમસ્કાર છે. ૨૩/૨૪ ત્રણ લોચને કરી અલંકૃત આ તારૂં સુંદર વદન અમારૂં સર્વ ભૂતથકી રક્ષણ કરો. હે કાત્યાયનિ, તને નમસ્કાર છે. ૨૪/૨૫ જેની વિકાળ જ્વાળા છે, એવું સમગ્ર દૈત્યને નાશ કરનારૂં તારૂં ઉગ્ર ત્રિશૂલ ભયથકી અમારૂં રક્ષણ કરો; હે ભદ્રકાલિ, તને નમસ્કાર છે, ૨૫/૨૬ હે દેવિ જે પોતાના સંપૂર્ણ જગત્‌વ્યાપક નાદેકરી દૈત્યોનાં તેજને હણે છે એવી તારી ઘંટા અમારૂં સર્વ પાપથકી રક્ષણ કરો; માતા જેમ બાળકનું રક્ષણ કરે છે તેમ. ૨૬/૨૭ હે ચંડિકે, અસુરનાં રૂધિર, વસા, આદિકના કાદવથી ખરડાલો છતાં તારા * હાથવડે ઉજ્વલ ખડ્ગ અમને કલ્યાણકારી થાઓ. અમે તને નમીએ છીએ. ૨૭/૨૮ તું પ્રસન્ન થાય તો સમસ્ત વ્યાધિને નાશ કરે છે, અને રીસે ભરાય તો તમામ અભીષ્ટ મનોરથનો નાશ કરેછે. તારે આશરે આવેલા પુરૂષોને વિપત્તિ નડતી નથી, પણ તેઓ બીજાને આશ્રય આપનારા થાય છે. ૨૮/૨૯ હે અંબિકે, પોતાની મૂર્તિને બહુ પ્રકારે કરીને, અનેકરૂપે કરી તેં જે ધર્મનો દ્વેષ કરનારા મોટા દૈત્યોનો આજ નાશ કર્યો, તે હે દેવિ, બીજી કોણ કરી શકે એવી છે. ૨૯/૩૦ વિદ્યા, શાસ્ત્ર, ઉપનિષત્, અને વેદવાણીમાં તારા વિના બીજી કયી છે? મમતારૂપ મહા અંધારા ખાડામાં આ વિશ્વને તું અત્યંત ભમાવે છે! ૩૦/૩૧ જ્યાં રાક્ષસો, ભયંકર ઝેરવાળા સર્પ, શત્રુઓ, ચોરનાં સૈન્ય, દાવાનલ, અને ભરદરિયો છે, ત્યાં (વ્યાપક રૂપે) રહીને પણ તું જગતનું રક્ષણ કરે છે! ૩૧/૩૨ હે વિશ્વેશ્વરી તું વિશ્વનું રક્ષણ કરે છે; તું વિશ્વને ધારણ કરનારી છે, અને તેથી વિશ્વની આત્મારૂપ છે; વિશ્વના સ્વામી બ્રહ્માદિકે વંદન કરવા યોગ્ય તું છે; તારે વિષે ભક્તિએકરી જેઓ નમ્ર છે, તે વિશ્વને આશ્રય આપનારા થાય

* અર્થાત્ હાથના તેજનું પરાવર્તન ખડ્ગમાં થવાથી તે ચળકતું.

છે. ૩૨/૩૩ હે દેવિ, તું પ્રસન્નથા, અને હમણાની પેઠે અસુરોનો નાશ કરીને હમેશા અમારૂં શત્રુના ભયથકી રક્ષણ કર; સર્વ જગતનાં પાપ તથા ઉત્પાતનું ફળ મળવાની વખતે ઉપજેલા રોગાદિ ભારે ઉપસર્ગનો જલદી નાશ કર. ૩૩/૩૪ હે વિશ્વનાં દુ:ખ હરણ કરનારી દેવિ, નમસ્કાર કરતા અમોને તું પ્રસન્ન થા; ત્રણલોકમાં વસનારાઓએ સ્તવન કરવા જોગ હે દેવિ, સર્વ લોકને વરદાન આપનારી થા. ૩૪/૩૫ દેવી કહે છે,–હે દેવલોકો, હું તમને વરદાન આપવા તત્પર છું, માટે લોકોને ઉપકાર કરનારૂં જે વરદાન માગવાને તમે મનમાં ચહાતાહો, તે માગો. ૩૫/૩૬ દેવો બોલ્યા, હે સર્વની ઇશ્વરિ, ત્રણે લોકની સર્વે પીડાઓ શાંત કરનારૂં આવું ને આવુંજ તારે અમારા શત્રુઓનું નિકંદન કરવું. ૩૬/૩૯ દેવી કહેછે,– વૈવસ્વત મન્વંતરના અઠ્ઠાવીશમા યુગમાં શુંભ અને નિશુંભ નામે મોટા દૈત્યો ફરીને પેદા થશે, ૩૭/૪૧ તે વખતે હું યશોદાના ગર્ભને વિષે ઉત્પન્ન થઇ, નંદગોપને ઘેર જન્મ લેઇ હું તેમનો નાશ કરીને વિંધ્યાચળમાં વાસ કરીશ. ૩૮/૪૨ ફરીને પણ મહાભયંકરરૂપ પૃથ્વીપર અવતરીને વિપ્રચિત્તિ કુળના દાનવોને હણીશ. ૩૯/૪૩ એ વૈપ્રચિત્ત નામે વિકરાળ દાનવોને ભક્ષણ કરતાં મારા દાંત દાડમના ફૂલ જેવા રાતા થશે, ૪૦/૪૪ તેથી સ્વર્ગમાં દેવલોકો અને મૃત્યુલોકમાં માનવીઓ મારી સ્તુતિ કરતા મને નિરંતર 'રક્તદંતિકા' કહેશે. ૪૧/૪૫ ફરીને પણ સો વર્ષની અનાવૃષ્ટિમાં જ્યારે પાણી નહિ મળે ત્યારે મુનિઓએ સ્તુતિ કરેલી હું પાણી વગર યોનિથકી ઉત્પન્ન થઇશ, ૪૨/૪૬ અને મારાં સો નેત્રેકરીને હું મુનિઓને જોઇશ તેથી મનુષ્યો મને શતાક્ષી કરીને કહેશે. ૪૩/૪૭ પછી હે દેવો મારા દેહમાંથી ઉત્પન્ન થયેલાં, પ્રાણનું રક્ષણ કરે એવાં શાકે કરીને તમામ લોકોનું વૃષ્ટિ થતાંસુધી ભરણ પોષણ કરીશ; ૪૪/૪૮ તેથી પૃથ્વીપર હું 'શાકંભરી' નામે કરીને પ્રસિદ્ધ થઇશ. વળી એજ ઠેકાણે 'દુર્ગમ' નામે મોટા દૈત્યને હું મારીશ, તેથી 'દુર્ગાદેવી' એ પ્રકારે મારૂં નામ પ્રખ્યાત થશે. ૪૫/૪૯॥ પછી ફરીને જ્યારે હું હિમાચલમાં ભયાનક રૂપ ધારણ કરીને મુનિઓના રક્ષણ માટે રાક્ષસોને મારીશ. ૪૬/૫૦॥ ત્યારે નમ્રદેહે કરીને મુનિઓ મારી સ્તુતિ કરશે અને ભીમાદેવી એવું મારૂં નામ પ્રસિદ્ધ થશે. ૪૭/૫૧॥ જ્યારે અરૂણાક્ષ નામે દૈત્ય ત્રણ લોકમાં મહાપીડા ઉત્પન્ન કરશે, ત્યારે, અગણિત ભમરા જેમાં છે એવું ભમરાનું રૂપ હું લેઇને ૪૮/૫૨॥ ત્રણ લોકના

હિતને અર્થે તે મહાદૈત્યનો વધ કરીશ. ત્યારે સર્વ તરફથી લોકો મને 'ભ્રામરી' કહીને સ્તવન કરશે. ૯૯॥ એ પ્રકારે જ્યારે જ્યારે દાનવોસંબંધી પીડા ઉત્પન્ન થશે, ત્યારે ત્યારે હું અવતાર લઈને શત્રુઓનો નાશ કરીશ. ૫૦॥

॥ इत्थं यदायदा बाधा दानवोत्था भविष्यति ॥

॥ तदातदावतीर्याऽहं करिष्याम्यरिसंक्षयं ॥ ५० ॥

इतिश्री पु०प्रकाशे मा०पुराणे सावर्णिके मन्वंतरे देवीमाहात्म्ये देव्याः स्तुति र्नाम गु०भाषायां ११ अध्यायः ॥ ( ११ )

---

देव्युवाच ॥ एभिःस्तवैश्च मां नित्यं स्तोष्यते यः समाहितः ॥

॥ तस्याहं सकलां बाधां शमयिष्याम्यसंशयं ॥ १ ॥

દેવી કહેછે,—જે મનુષ્ય એકાગ્રચિત્તકરીને એ સ્તુતિપાઠવડે નિત્ય મારૂં સ્તવન કરશે, તેની તમામ પીડા હું નિશ્ચય મટાડીશ. ૧ તેમજ મધુકૈટભના નાશનું, મહિષાસુરના ઘાતનું, અને શુંભનિશુંભના વધનું જે કીર્તન કરશે, ૨ તથા મારૂં ઉત્તમ માહાત્મ્ય અષ્ટમી, ચતુર્દશી, કે નવમી તિથિએ એકચિત્તેકરી ભક્તિસહિત સાંભળશે કે પાઠ કરશે ૩ તેને કાંઇ પાપ કે પાપથી ઉપજેલા આપત્તિઓ, દારિદ્ર, કે ઇષ્ટજનનો વિયોગ પ્રાપ્ત થશે નહિ. ૪ અને તેને શત્રુથી, રાજાથી, ચોરથી, કે શસ્ત્ર, અગ્નિ, અને જળના સમુદાયથી કદાપિ ભય ઉત્પન્ન થશે નહિ. ૫ માટે એ મારૂં માહાત્મ્ય ભક્તિસહિત એકચિત્તેકરી સાંભળવું તથા તેનો પાઠ કરવો; કેમકે એ કલ્યાણનું સ્થાનછે. ૬ મારૂં માહાત્મ્ય મહામારીથકી ઉપજેલા તમામ ઉપસર્ગ તથા ત્રણ પ્રકારના ઉત્પાતને શમાવનારૂં છે. ૭ આ મારા મહાત્મ્યનો નિત્ય [1] રૂડીરીતે જે ઘરમાં પાઠ થાય છે તે ઘરનો કદિ ત્યાગ નહિ કરતાં હું નિરંતર ત્યાં વાસ કરીશ. ૮ બલિ આપતી વખતે, પૂજામાં, અગ્નિહોમમાં, અને મહોત્સવમાં એ મારા સર્વ ચરિત્રનું પઠન તથા શ્રવણ કરવું. ૯ [2] જાણે કે [2] અજાણે કરેલી મારી બલિદાનની પૂજા તથા હવન હું પ્રીતિએકરી સ્વીકારીશ. ૧૦ શરદ્ઋતુમાં ( આસો માસના નવરાત્રમાં) મારી

---

૧. અસ્ખલિત વાણિએ કરી અર્થ વિચાર પૂર્વક. ૨. વિધિ જાણનારે વિધિવડે અને વિધિ નહિ જાણનારે વિધિવગર કરેલી પૂજા.

વાર્ષિક મહાપૂજા કરવામાં આવેછે. તે પ્રસંગે આ મારૂં માહાત્મ્ય ભક્તિ-સહિત સાંભળવાથી ૧૨ મારી કૃપાવડે મનુષ્ય સકળ પીડાથકી નિર્મુક્ત થાય છે, તથા તેને ધન, ધાન્ય, અને પુત્ર થાય છે, એમાં કાંઇ સંશય નથી. ૧૩ મારૂં આ માહાત્મ્ય તથા કલ્યાણકારી મારા જન્મ, અને યુદ્ધમાં મારાં કરેલાં પરાક્રમને સાંભળવાથી મનુષ્ય ભયરહિત થાય છે. ૧૪ મારૂં માહાત્મ્ય સાંભળનારાના શત્રુઓ નાશ પામે છે, કલ્યાણ પ્રાપ્ત થાય છે, અને તે પુરૂષનું કુળ આનંદ પામેછે. ૧૫ (ઉપદ્રવ નિવારણાર્થે) શાંતિકર્મમાં, નઠારૂં સ્વપ્ન થયું હોય ત્યારે, અને ભયંકર ગ્રહપીડામાં મારૂં માહાત્મ્ય સાંભળવું. ૧૬ તેથી ઉપસર્ગો (ઉપદ્રવ) અને દારૂણ ગ્રહપીડા શાંત થાય છે, તથા મનુષ્યે દીઠેલું દુષ્ટ સ્વપ્ન સુખ આપનારૂં, થાય છે. ૧૭ બાળગ્રહ (ડાકિણી આદિક)થી પીડા પામતાં બાળકોને શાંતિ આપનારૂં, અને માંહો માંહે અંટસ પડેલાઓને તે ઉત્તમ મૈત્રી કરાવનારૂં છે. ૧૮ સમગ્ર દુરાચરણીઓના બળની હાનિ કરનારૂં તથા રાક્ષસ, ભૂત અને પિશાચાદિકનું પાઠમાત્રથીજ નાશ કરનારૂં આ પરમ માહાત્મ્ય છે. ૧૯ આ મારૂં સમગ્ર માહાત્મ્ય મારી પ્રાપ્તિ કરી આપનારૂં છે. પશુ, પુષ્પ, અર્ઘ્ય, ધૂપ, ગંધ, ઉત્તમ દીપ, ૨૦ બ્રાહ્મણોને ભોજન, હોમ, પંચામૃતના અભિષેકાદિ, અને બીજા નાના પ્રકારના ભોગ અહર્નિશ વર્ષ પર્યંત મને આપવાથી, ૨૧ જેવી મારી પ્રીતિ સંપાદન કરાય છે, તેવીજ પ્રીતિ મારાં રૂડાં ચરિત્ર એકવાર સાંભળવાથી સંપાદન કરાય છે. એ ચરિત્ર સાંભળવાથી પાપ હરાય છે તથા આરોગ્ય મળે છે. ૨૨ મારા જન્મનું કીર્તન ભૂતાદિકથકી રક્ષણ કરે છે, અને જેમાં દુષ્ટ દૈત્યોના નાશની કથા છે એવું મારૂં યુદ્ધ ચરિત્ર ૨૩ સાંભળવાથી (ગાવાથી) મનુષ્યને શત્રુનો ભય ઉપજતો નથી. તમે, બ્રહ્મર્ષિઓએ, જે જે મારી સ્તુતિયો કરીછે ૨૪ તથા બ્રહ્માએ જેજે મારી સ્તુતિઓ કરીછે, તે રૂડી બુદ્ધિ આપનારી છે. અરણ્યમાં, દૂર અને શૂન્ય માર્ગમાં, દાવાગ્નિથકી ઘેરાયો હોય ત્યાં, ૨૫ ચોરોએ આંતર્યો હોય ત્યાં, એકાંતમાં શત્રુએ પકડ્યો હોય ત્યાં, સિંહ કે વાઘ અથવા જંગલી હાથી જંગલમાં પાછળ પડ્યા હોય ત્યાં, ૨૬ રાજાએ ક્રોધેકરીને વધ કરવાને હૂકમ કર્યો હોય કે કેદમાં નાખ્યો હોય ત્યારે, મહાસાગરમાં વાહાણમાં બેઠેલો હોઇને વાયુએ ભમાવ્યો હોય ત્યાં, ૨૭ અત્યંત દારૂણ સંગ્રામમાં હથિયાર ઉડતાં હોય ત્યાં અને બીજી

તમામ ભયાનક વિપત્તિઓમાં વેદનાઓથકી પીડાયો હોય ત્યારે ૨૭/૨૮ આ મારા ચરિત્રનું સ્મરણ કરવાથી પુરૂષ સંકટમાંથી મુક્ત થાય છે. મારા પ્રતાપથી સિંહાદિ હિંસ્ર પશુઓ, ચોર, અને શત્રુઓ મારૂં ચરિત્ર સંભારનારને જોઇ દૂરથીજ નાશી જાય છે ૨૮/૨૯॥ ઋષિ કહેછે,—એમ કહીને પ્રતાપી પરાક્રમવાળી ભગવતી ચંડિકા દેવી દેવલોકોના જોતાં છતાં ત્યાંજ અંતરધાન થઇ ગઇ. ૨૯/૩૨ તે દેવો પણ ભયરહિત યજ્ઞભાગને ભોગવનારા, તથા શત્રુઓ જેમના હણાયા છે, એવા થઇને પૂર્વવત્ પોતપોતાનો અધિકાર ચલાવવા લાગ્યા. ૩૦/૩૩ દેવનો શત્રુ, અતુલ્ય પરાક્રમવાળો, મહા ભયંકર, અને જગતનો નાશ કરનારો શુંભ તથા મહાવીર્યવાન નિશુંભ, તેમને દેવીએ હણ્યા એટલે બાકી રહેલા દૈત્યો પણ પાતાળમાં ગયા. ૩૧/૩૪-૩૨/૩૫ એ પ્રકારે ભગવતી દેવી પોતે નિત્ય છે તથાપિ ફરીફરીને ઉત્પન્ન થઇને, હે ભૂપ, જગતનું પરિપાલન કરે છે, ૩૩/૩૬ તેજ આ વિશ્વને મોહ પમાડે છે તથા સરજે છે. હે નરેશ, સંતુષ્ટ થયેલી તે દેવીપાસે માગવાથી તે *વિજ્ઞાન તથા *સમૃદ્ધિ આપેછે. ૩૪/૩૭ પ્રલયકાળમાં મહામારી સ્વરૂપને ધારણ કરનારી તે મહાકાળીવડે આ સકળ બ્રહ્માંડ વ્યાપ્ત છે. પ્રલય કાળમાં તેજ મહામારીરૂપ છે, અને તેજ સનાતની દેવી અજન્મા છતાં સૃષ્ટિકાળમાં પોતે સૃષ્ટિરૂપ થાયછે. ભૂતમાત્રની સમયપ્રત્યે તેજ સ્થિતિ કરે છે. ૩૫/૩૮-૩૬/૩૯ સંપત્તિસમયે મનુષ્યને અભ્યુદય આપનારી લક્ષ્મીરૂપ પણ ઘરમાં તેજ થાય છે. આપત્સમયે તેજ વિનાશને અર્થે અલક્ષ્મી થાય છે. ૩૭/૪૦ તેની સ્તુતિ કરી હોય અને પુષ્પ, ધૂપ, ગંધ, આદિકથી પૂજન કર્યું હોય તો તે દ્રવ્ય અને સંતતિ, તથા ધર્મમાં બુદ્ધિ અને રૂડી ગતિ આપે છે. ૩૮/૪૧

॥ स्तुता संपूजिता पुष्पै र्धूपगंधादिभिस्तथा ॥
॥ ददाति वित्तं पुत्रांश्च मतिं धर्मे गतिं शुभां ॥ ३८॥

इतिश्री पु०प्रकाशे मा०पुराणे सावर्णिके० भगवती वाक्यं नाम गु०भाषायां ११ अध्यायः ॥ ( ११ )

---

* 'નિષ્કામવાળાને મોક્ષસંબંધી જ્ઞાન અને સકામ ભક્તને દ્રવ્યાદિક આપેછે.' એવો ભાવાર્થ.

ऋषिरुवाच ॥ एतत्ते कथितं भूपं देवीमाहात्म्य मुत्तमं ॥
॥ एवं प्रभावा सा देवी ययेदं धार्यते जगत् ॥ १ ॥

ઋષિ કહેછે,—હે રાજન્, એ રીતે તને ઉત્તમ એવું દેવીનું માહાત્મ્ય કહ્યું; જે આ જગત્‌ને ધારણ કરેછે તે દેવીનો એવો પ્રતાપ છે. ૨ તેમજ ભગવાન્ વિષ્ણુની માયાથી જે વિદ્યા ઉત્પન્ન થાય છે, તેનાથી તું આ વૈશ્ય અને બીજા અવિવેકીઓ ૩ સર્વ મોહ પામે છે, મોહ પામ્યાછે, અને મોહ પામશે. માટે હે મહારાજા, તે પરમેશ્વરીને શરણે જા. ૪ તેની આરાધના કરવાથી તેજ મનુષ્યોને ભોગ, સ્વર્ગ, અને મોક્ષ આપનારી છે. માર્કંડેય કહેછે,—એ પ્રમાણે તેનું વચન સાંભળીને સુરથ રાજા ૫-૬ રાજ્ય જતું રહેવાથી તથા અતિશય મમતાને લીધે ખેદ પામતો, વખાણવા યોગ્ય જેનું આચરણ છે એવા તે મહાભાગ ઋષિને પ્રણામ કરીને ૭ તત્કાળ તપ કરવાને ગયો. અને હે મહામુને, તે વૈશ્ય પણ તેની સાથે ગયો. અંબિકાનું દર્શન થવાને અર્થે નદીના ભાઠામાં બેસીને ૮ પરમ દેવીસૂક્તનો જપ કરતા તે અને વૈશ્ય તપ કરવા લાગ્યા. અને તે નદીના ભાઠાપર બન્નેજણ દેવીની મૃત્તિકારૂપ મૂર્તિ બનાવિને, ૯-૧૦ ધૂપ, પુષ્પ, અગ્નિહોમ આદિકવડે તેનું પૂજન કરવા માંડ્યુ. દેવીમાંજ ચિત્ત રાખીને સાવધાનપણે પ્રથમ તેમણે અલ્પ ભોજન કરવા માંડ્યું, અને પછી આહારનો કેવળ ત્યાગ કર્યો ૧૧ તથા પોતાના શરીરમાંથી રૂધિર કાઢીને તે યુક્ત બલિદાન આપવા માંડ્યાં. એ પ્રમાણે મનને જીતીને આરાધના કરતાં ત્રણ વર્ષ થયાં. ૧૨ ત્યારે જગતનું પોષણ કરનાર ચંડિકા દેવી પ્રસન્ન થઇ તેને દર્શન આપી બોલ્યાં. દેવી કહેછે,—હે રાજન્ તું, અને હે કુળને આનંદ આપનારા વશ્ય તું, જે (તમે) ઇચ્છતા હો ૧૩-૧૪ તે મારાથકી તમને પ્રાપ્ત થશે. હું સંતોષ પામીને તે સર્વ તમને આપવા આવી છું. માર્કંડેય કહેછે,—પછી રાજાએ બીજા જન્મમાં અભંગ રાજ્ય માગ્યું. ૧૫-૧૬ તથા આ જન્મમાં બળેકરીને હણાયું છે શત્રુનું સામર્થ્ય જેમાં એવું પોતાનું રાજ્ય માગ્યું. તે વૈશ્યે પણ મનમાં વિરાગ પામીને જ્ઞાન માગ્યું. ૧૭ તે ડાહાયા વણિકે માગેલું જ્ઞાન 'હું અને મારૂં' એવા સંગનો ભંગ કરનારૂં હતું. દેવી કહેછે,—હે રાજન્, થોડા દિવસમાં તું પોતાનું રાજ્ય પામીશ. ૧૮-૧૯ શત્રુઓને

હણીને (તેમને હણવામાં તું પરાજય નહિ પામતાં) મળેલું રાજ્ય જીવનપર્યંત અક્ષય ટકશે. અને મરણપછી વિવસ્વાન નામના સૂર્યદેવથકી જન્મ પામીને ૧૩/૧૪ સાવર્ણિ નામે મનુ તું પૃથ્વીપર થઇશ. હે વૈશ્યશ્રેષ્ઠ, તેં જે વરદાનની મારી પાસેથી ઇચ્છા કરી છે, ૧૫/૧૪ તે હું તને આપુંછું કે મુક્તિને અર્થે તને જ્ઞાન પ્રાપ્ત થશે. માર્કંડેય કહેછે,—એ પ્રમાણે તે બેને તેમની ઇચ્છા પ્રમાણે વરદાન આપીને ૧૬-૧૭ તે બેઉએ ભક્તિવડે જેની સ્તુતિ કરી છે, એવી તે દેવી તત્કાળ અંતરધાન થઇ. એ પ્રમાણે ક્ષત્રિયમાં શ્રેષ્ઠ સુરથ, દેવીથકી વરદાન પામીને સૂર્યથકી જન્મ ધારણ કરી સાવર્ણિ નામે મનુ થવાનો છે. ૧૭/૧૮॥

॥ एवं देव्या वरं लब्ध्वा सुरथः क्षत्रियर्षभः ॥

॥ सूर्याज्जन्म समासाद्य सावर्णि र्भविता मनुः ॥ (१७॥)

इतिश्री पु० प्रकाशे मा० पुराणे सावर्णिके० देवी० सुरथ वैश्ययोर्वरप्रदानं नाम गु० भाषायां १३ अध्यायः ॥ ( १३. )

## ॥ इतिश्री देवीमाहात्म्यं समाप्तं ॥

---

**પ્રથમ અધ્યાયના ૭૦/૭૪ શ્લોકનો અર્થ નીચે પ્રમાણે પણ થાયછે:-** 'વારૂ તેમ' એ પ્રકારે કહીને શંખ, ચક્ર, અને ગદા ધારણ કરનારા ભગવાને તે બેઉનાં માથાં (પોતાના) જઘન (કટીપ્રદેશ) માં રાખીને ચક્રવડે છેદી નાખ્યાં. (મતલબ એ કે—જળમાં ડુબેલી પૃથ્વી જોઇ મધુકૈટભે કટાક્ષમાં જ્યાં પૃથ્વી જળમાં ડુબેલી ન હોય ત્યાં પોતાના વધની માગણી કરી અને ભગવાને તેમની વાણીના પેચને બાધ ન આવવા તેમનાં માથાં પોતાના કટીભાગમાં રાખીને છેદ્યાં તેનું કારણ એકે વૈરાટસ્વરૂપ વર્ણનમાં ભગવાનના કટિભાગમાં પૃથ્વી કલ્પાએલો છે. તેમજ **સાતમા અધ્યાયના** ૧૯/૨૦ મા શ્લોકનો અર્થ પણ બીજી રીતે થઇ શકેછે.

## ॥ अथ रहस्य प्रारंभ. ॥

## ॥ प्राधानिकं रहस्यं* ॥

राजोवाच ॥ भगवन्नवतारा मे चंडिकायास्त्वयोदिताः ॥
॥ एतेषां प्रकृतिं ब्रह्मन् प्रधानं वक्तुमर्हसि ॥ १ ॥

રાજા કહેછે,—હે ભગવન્, તમોએ મને ચંડિકાના અવતાર કહ્યા, હવે એ અવતારનાં આદિકારણ જે પ્રકૃતિ અને પ્રધાન તે કેહેવાં જોઇએ. ૧ હે દ્વિજ, દેવીના જે સ્વરૂપનું જે વિધિએ મારે આરાધન કરવું જોઇએ, તે સર્વ ( આ તમારા ) હું પ્રણામ કરતા સેવકને કહો. ૨ ઋષિ કહેછે— આ રહસ્યવાર્ત્તા પરમ ગોપ્ય કહેવાય છે, તથાપિ હે નરાધિપ, તું મારો ભક્ત છે, માટે તને કાંઇ ન કહેવા જેવું નથી. ૩ ત્રણ ગુણયુક્ત પરમેશ્વરી મહાલક્ષ્મી સર્વની આદિભૂત છે. તે આખા જગતમાં લક્ષ્ય અને અલક્ષ્ય સ્વરૂપે વ્યાપક થઇને રહેલી છે. ૪ તે માતુલિંગ, ગદા, ઢાલ, અને પાનપાતને (હાથમાં) ધારણ કરે છે, તથા હે રાજન્ નાગ, પુરૂષ ચિન્હ, અને સ્રીચિન્હને મસ્તકપર ધારણ કરેછે. ૫ તપાવેલા સોના સરખી તેની કાંતિછે, તથા તેવાંજ આભૂષણ ધારણ કરેછે. તેણે પોતાના તેજવડેકરી સમગ્ર શૂન્ય અવકાશ ભરી નાખ્યો છે. ૬ એ પરમેશ્વરીએ આ તમામ જગતને શૂન્ય જોઇને કેવળ તમો-ગુણવડે એક બીજું રૂપ ધારણ કર્યું, ૭ અને પોતે, ભેદ પામેલા કાજળના જેવી, દાઢે કરીને ઉત્તમ વદન જેનું ચિન્હિત થયું છે, વિશાળ નેત્રવાળી અને સૂક્ષ્મ કટિભાગવાળી સ્રી થઈ. ૮ ખડ્ગ, પાનપાત્ર, મસ્તક, અને ખેટ નામના હથીઆરવડે જેના ચારે હાથ શોભી રહ્યા છે, અને ઊર ઉપર એક કબંધનો હાર અને એક મસ્તકમાળા જેણે ધારણ કરીછે. ૯ તે તમોગુણમયી ઉત્તમ સ્રી મહાલક્ષ્મીને કહેવા લાગી કે હે માતા, મારૂં નામ અને કર્મ તું કહે; તને નમસ્કાર કરૂંછું ૧૦ આ ઉત્તમ સ્રી તામસીને મહાલક્ષ્મીએ કહ્યું કે તારાં નામ અને કર્મ હું બતાવુંછું ૧૧ **મહામાયા, મહાકાલી, મહામારી, ક્ષુધા, તૃષા, નિદ્રા, તૃષ્ણા, એકવીરા, દુરત્યયા** (દુઃએકરાને પરિણામ પામે એવી) **કાલરાત્રિ,** ૧૨ એ તારાં કર્મવડે પ્રતિપાદન કરેલાં નામ છે. આ નામોએકરી તારાં કર્મ જાણીને જે પાઠ કરશે

---

* છુપો ભેદ.

તે સુખ પામશે. ૧૩ હે રાજન, તેને એ પ્રમાણે કહીને **મહાલક્ષ્મીએ** અતિશય શુદ્ધ સત્વગુણેકરીને ચંદ્રના સરખું બીજું સ્વરૂપ ધારણ કર્યું. ૧૪ એટલે તે રૂદ્રાક્ષની માલા, અંકુશ, વીણા, અને પુસ્તકને ધારણ કરનારી ઉત્તમ સ્ત્રી થઇ; એને પણ નામ આપ્યાં ૧૫ કે,—**મહાવિદ્યા, મહાવાણી, ભારતી, વાક, સરસ્વતી, આર્યા, બ્રાહ્મી, કામધેનુ, વેદગર્ભા,** અને **ધીશ્વરી.** ૧૬ હવે મહાલક્ષ્મીએ **મહાકાલી,** અને **સરસ્વતીને** કહ્યું કે તમો બન્નો પોતાના સરખાં સ્ત્રી પુરૂષનાં જોડાં ઉત્પન્ન કરો. ૧૭ એ પ્રમાણે તેમને કહીને મહાલક્ષ્મીએ પોતે, સુંદર, કમળના આસનમાં બેઠેલાં, જેના અંતરભાગે સુવર્ણ છે એવાં બે સ્ત્રી પુરૂષ ઉત્પન્ન કર્યાં. ૧૮ હે રાજન્, તેમાંના પુરૂષને હે **બ્રહ્મા,** હે **વિધિ,** હે **વિરંચ,** હે **ધાતા,** એવાં નામે બોલાવ્યો, અને સ્ત્રીને હે **શ્રી,** હે **પદ્મા,** હે **કમળા,** હે **લક્ષ્મી,** એવા સંબોધનથી બોલાવી. ૧૯ **મહાકાલી** અને **સરસ્વતીએ** પણ સાથે જોડાં ઉત્પન્ન કર્યાં, તેમનાં પણ હું તને નામ અને રૂપ કહું છું ૨૦ નીલ વર્ણનો કંઠ, રાતા બાહુ, શ્વેત શરીર અને મસ્તકપર ચંદ્ર, એવા પુરૂષને અને શ્વેત વર્ણની સ્ત્રીને મહાકાલીએ ઉપજાવ્યાં. ૨૧ તેમાં પુરૂષ તે **રૂદ્ર, શંકર, સ્થાણુ, કપર્દી,** અને **ત્રિલોચન,** નામનો, તથા સ્ત્રી તે **ત્રયીવિદ્યા, કામધેનુ, ભાષા, સ્વરા,** અને **અક્ષરા** નામે થઇ. ૨૨ સરસ્વતીએ ગૌરવર્ણની સ્ત્રી અને કૃષ્ણવર્ણનો પુરૂષ ઉત્પન્ન કર્યો; હે રાજન્, તે બેનાં પણ હું તને નામ કહું છું ૨૩ **વિષ્ણુ, કૃષ્ણ, હૃષીકેશ, વાસુદેવ, જનાર્દન,** એવાં તે પુરૂષનાં અને **ઉમા, ગૌરી, સતી, ચંડી, સુંદરી, સુભગા, શિવા,** એવાં તે સ્ત્રીનાં નામ છે. ૨૪ એ પ્રમાણે સ્ત્રીઓ તત્કાળ પુરૂષપણાને પામી ગઇઓ છે, તે તેના રહસ્યને જાણનારા અંતરનેત્રવાળા મનુષ્યો જુએછે, બીજા જોઇ શકતા નથી! ૨૫ હે રાજન્, પછી **મહાલક્ષ્મીએ** વેદત્રયીને પત્નીરૂપે **બ્રહ્માને** આપી; શંકરને વરદાન આપનારી ગૌરી, અને વાસુદેવને લક્ષ્મી આપી. ૨૬ સ્વરા નામે પોતાની પત્નીસાથે એકત્ર થઇને વિરિંચીએ અંડ પેદા કર્યું, તેને ગૌરી સહિત વીર્યશાળી ભગવાન રૂદ્રે ફોડયું. ૨૭ હે રાજન્, તે અંડની મધ્યે પ્રધાન આદિ કાર્યરૂપ મહાભૂતાત્મક બધું સ્થાવર—જંગમ જગત્ પેદા થયું. ૨૮ લક્ષ્મીસહિત વિષ્ણુએ તેનું પાલણ પોષણ કર્યું. હે મહારાજા, **મહાલક્ષ્મી** સર્વભૂત પ્રાણીમય ઇશ્વરી છે. ૨૯ તે સૃષ્ટિની પૂર્વે

નિરાકાર અને સાકાર તથા નાના પ્રકારનાં નામરૂપને ધારણ કરનારી છે. જૂદાં જૂદાં નામે કરી એનું નિરૂપણ કરવામાં આવે છે, પણ કોઇ અમુક નામે કરીને તેનું વર્ણન કરી શકાતું નથી. ૩૦

॥ निराकारा च साकारा सैव नानाभिधानभृत् ॥
॥ नामांतरैर्निरूप्यैषा नाम्ना नान्येन केनचित् ॥ ३० ॥
॥ इतिश्री प्राधानिकं रहस्यं संपूर्णम् ॥

---

## वैकृतिकं रहस्यं

ऋषिरुवाच ॥ त्रिगुणा तामसीदेवी सात्विकी या त्रिधोदिता ॥
॥ सा शर्वा चंडिका दुर्गा भद्रा भगवतीर्यते ॥ १ ॥

ઋષિ કહેછે,—ત્રિગુણા, તામસી, અને સાત્વિકી, એમ ત્રણ પ્રકારે જે દેવી કહેવામાં આવી છે, તેને શર્વા, ચંડિકા, દુર્ગા, ભદ્રા, અને ભગવતી કહેછે, ૧ મધુકૈટભનો નાશ કરવાને અર્થે બ્રહ્માએ જેની સ્તુતિ કરી હતી, તે વિષ્ણુની યોગનિદ્રા તમોગુણવાળી મહાકાલી કહેવાય છે. ૨ તે દશમુખવાળી, દશ હાથવાળી, દશ પગવાળી, અંજન સરખી શ્યામવર્ણ, અને વિશાળ એવાં ત્રીશ નેત્રની પંક્તિએ કરીને વિરાજીત છે. ૩ દેદીપ્યમાન દાંત અને દાઢેકરીને ભયાનક રૂપવાળી તે છે, તથાપિ હે ભૂપાળ, રૂપ, સૌભાગ્ય, તેજ, અને મહા શોભાનું તે સ્થાન છે. ૪ ખડ્ગ, બાણ, ગદા, ભાલો, શંખ, ચક્ર, ભૃશુંડી નામે આયુધ, ભોગળ, ધનુષ્ય અને લોહી ટપકતું માથું, એ તેણે ઝાલેલાં છે. ૫ જેનું ઉલ્લંઘન ન કરી શકાય એવી એ વિષ્ણુની માયા મહાકાલી છે. એનું આરાધન કરનારને સ્થાવર જંગમ માત્ર વશ થાય છે. ૬ જે બધા દેવના શરીરમાંથી પ્રકટ થઇ હતી, અને જેણિએ મહિષાસુરનો નાશ કર્યો હતો, તે અતુલ્ય તેજવાળી સાક્ષાત ત્રીગુણા દેવી મહાલક્ષ્મી છે. ૭ તેનું મુખ અને સ્તનમંડલ સુશોભિત ઉજ્વળ છે, તેની કટિનો ભાગ તથા ચરણ રાતા છે, તેની ભુજાઓ, જંઘા અને સાથળ આશમાની રંગે છે અને તે સ્વભાવે ઉન્મત્ત છે. ૮ તેનું જઘનસ્થળ (કટિનો આગળનો ભાગ) સુંદર * વિચિત્ર વર્ણે છે. વિચિત્ર હાર, વસ્ત્ર, અને

---

* નવાઇ ઉપજાવે એવું.

અલંકાર તેણે ધારણ કરેલા છે તેણે વિચિત્ર સુગંધિ લેપ શરીરપર કરેલા છે, તથા કાંતિ, રૂપ, અને સૌભાગ્યે કરી શોભાયમાન છે. ૯ એને હજાર હાથ છતાં પણ તે અઢાર ભુજવાળી પૂજાય છે. જમણી પાસેના સૌથી નીચેના હાથથી અનુક્રમે તેનાં આયુધ કહીએ છીએ. ૧૦ અક્ષમાલા, કમળ, બાણ, તરવાર, વજ્ર, ગદા, ચક્ર, ત્રિશૂળ, ફરસી, શંખ, ઘંટા, પાશ. ૧૧ શક્તિ, દંડ, ઢાલ, ધનુષ્ય, પાનપાત્ર અને કમંડલુ, એ આયુધોએ કરી તેના હાથ શોભાયમાન છે, તથા કમળનું તેને આસન છે. ૧૨ હે રાજન, સર્વ દેવમય એ મહાલક્ષ્મી ઇશ્વરીને પૂજનારો સર્વલોક અને દેવનો સ્વામી થાય છે. ૧૩ કેવળ સત્વગુણમય, જે ગૌરીના દેહથી ઉત્પન્ન થઇ છે અને જેણે શુંભાસુરનો નાશ કર્યો છે, તે સાક્ષાત્ સરસ્વતી કહેવાય છે. ૧૪ હે રાજન્, તેણે પોતાના આઠ હાથમાં બાણ, મુસલ, શૂલ, ચક્ર, શંખ, ઘંટા, હળ, અને ધનુષ્ય ધારણ કરેલાં છે. ૧૫ શુંભ અને નિશુંભને મારનારી તે દેવીની ભક્તિએ પૂજા કરવાથી તે સર્વજ્ઞપણું આપેછે. ૧૬ હે રાજન્, એ પ્રમાણે તને દેવીની મુર્તિઓનાં સ્વરૂપ કહ્યાં, હવે તે જગતમાતાઓનાં ઉપાસન હું તને જૂદાં જૂદાં કહું તે સાંભળ. ૧૭ જ્યારે મુખ્ય મહાલક્ષ્મીનું પૂજન કરવું હોય ત્યારે મહાલક્ષ્મીનું મધ્ય માગે સ્થાપન કરીને મહાકાલી અને મહાસરસ્વતીને તેનાથી જમણે અને ડાબે પાસે તથા ત્રણ જોડાં તેમની પછવાડે સ્થાપન કરી પૂજા કરવી. ૧૮ ત્રણ જોડાંમાં બ્રહ્મા અને ભારતી મધ્યે, રૂદ્ર અને ગૌરી જમણે પાસે તથા લક્ષ્મી અને વિષ્ણુ ડાબે પાસે રાખીને તેમના મુખ આગળ ત્રણ દેવીઓ સ્થાપન કરવી. ૧૯ અઢારભુજા દેવી મધ્યમાં, તેની ડાબે પાસે દશમુખી, અને જમણે પાસે અષ્ટભુજા દેવી સ્થાપીને તેમાં તે મુખ્ય મહાલક્ષ્મીનું પૂજન કરવું. ૨૦ હે રાજન્, જ્યારે અષ્ટાદશભુજા દેવીનું પૂજન કરવું હોય ત્યારે જમણે પાસે દશમુખી તથા ડાબે પાસે અષ્ટભુજા, એ રીતે સ્થાપન કરવું. ૨૧ જ્યારે શુંભાસુરને હણનારી અષ્ટભુજાનું પૂજન કરવું હોય ત્યારે બધા અરિષ્ટની શાંતિને અર્થે કાળ તથા મૃત્યુનું પણ પૂજન કરવું. ૨૨ તેની નવ શક્તિઓનાં તથા રૂદ્રગણપતીનાં પણ પૂજન કરવાં. नमो देव्यै એ સ્તોત્રેકરીને મહાલક્ષ્મીનું પૂજન કરવું. ૨૩ ત્રણ અવતારની પૂજા કરવામાં પણ તે તે સંબંધી સ્તોત્રના મંત્રો લેવા. મહિષાસુરનો ઘાત કરનારી અષ્ટાદશભુજા દેવીનું પૂજન ક-

રવું. ૨૪ એજ મહાલક્ષ્મી, મહાકાલી, અને મહાસરસ્વતી છે. પાપ અને પુણ્યનું ફળ આપનારી ઇશ્વરી, સર્વ લોકની પ્રભુ, ૨૫ મહિષાસુરનો અંત કરનારી દેવીનું જેણે પૂજન કર્યું તે જગતનો સ્વામી થાય છે. જગતની ધારણ કરનારી, અને ભક્તનું પાલન કરનારી ચંડિકાનું ૨૬ અર્ઘ્યાદિ, અલંકાર, ગંધ, પુષ્પ, અક્ષત, ધૂપ, દીપ, નૈવેદ્ય, અને નાના પ્રકારના ભક્ષ્યસહિત પૂજન કરવું. ૨૭ હે રાજન્, રૂધિરયુક્ત બલિદાન, માંસ, સુરા, પ્રણામ, આચમન, સુગંધિ ચંદન, ૨૮ કપૂર સહિત તાંબૂલ, એણેકરીને ભક્તિભાવસહિત દેવીનું પૂજન કરવું. માથું કપાયલો મહિષાસુર જે દેવીની સાથે સાયુજ્ય મુક્તિ પામી ગયો છે, તેને ડાબે પાસે દેવીની આગળ સ્થાપન કરી પૂજવો. અને જમણે પાસે દેવીની આગળ સમગ્ર ધર્મરૂપ, અને ઇશ્વરરૂપ ૨૯-૩૦ જે સ્થાવર-જંગમમાં વ્યાપી રહ્યો છે, એવા દેવીના વાહન સિંહનું પૂજન કરવું. પછી હાથ જોડીને દેવીનાં આ બધાં ચરિત્રોએ કરીને સ્તુતિ કરવી. ૩૧ અથવા એકલા મધ્યમ ચરિત્રથી સ્તુતિ કરવી, પણ એકલા પ્રથમ કે તૃતીયવડે સ્તુતિ કરવી નહિ. અરધું ચરિત્ર જપવું નહિ, અને જપે તો વિઘ્ન ઉપજે. ૩૨ અથવા સ્તોત્રના મંત્રોએકરી જગદંબાની સ્તુતિ કરવી. પછી પ્રદક્ષિણા કરી હાથ જોડી માથે અડકાડી ૩૩ પ્રમાદ રહિત થઇ વારંવાર જગતને પોષણ કરનારી દેવી પાસે ક્ષમા માગવી. પ્રત્યેક શ્લોકે કરીને તલ, ઘી, અને દુધના પાકવડે ૩૪ અથવા રૂડા હવિષ્યાન્નનો સ્તોત્રના મંત્રોવડે હોમ કરવો. नमोनमः એ પદોએકરી સાવધાન થઇ દેવીને પૂજવી ૩૫ ઇંદ્રિયો વશમાં કરીને હાથ જોડીને નમ્ર થઇ પ્રણામ કરીને દેવીનું પોતાને વિષે આરોપણ કરી ઘણી વારલગી ચંડિકા દેવીનું ધ્યાન કરવું, અને તન્મય થવું. ૩૬ એ પ્રકારે જે ભક્તિએકરી નિત્યપ્રત્યે પરમેશ્વરી ચંડીનું પૂજન કરેછે, તે (આ લોકમાં) ઇચ્છાપૂર્વક, ભોગ ભોગવીને (દેહાંતે) દેવીના સાયુજ્યપણાને પામેછે. ૩૭ જે ભક્તવત્સલ ચંડિકાનું નિત્યપ્રત્યે પૂજન કરતો નથી, તેનાં પુણ્યને પરમેશ્વરી બાળીને ભસ્મ કરે છે. ૩૮ હે રાજન્, એટલામાટે કહેલા વિધિ પ્રમાણે સર્વ લોકની મહેશ્વરી ચંડિકાદેવીનું તું પૂજન કર, તેથી તું સુખ પામીશ. ૩૯.

॥ तस्मात्पूजय भूपाल सर्वलोकमहेश्वरीं ॥
॥ यथोक्तेन विधानेन चंडिकां सुखमाप्स्यसि ॥ ३९ ॥

॥ इतिश्री वैकृतिकं रहस्यं संपूर्णम् ॥

# मूर्ति रहस्यं

ऋषिरुवाच ॥ नंदाभगवती नाम या भविष्यति नंदजा ॥
॥ सा स्तुता पूजिता भक्त्या वशीकुर्याज्जगन्त्रयं ॥१॥

ઋષિ કહેછે,—ભગવતી **નંદા** નામે જે **નંદ**ની પુત્રી થશે તેની સ્તુતિ કરવાથી અને પૂજવાથી પુરૂષ ત્રણ લોકને વશ કરી શકશે. ૧ સુવર્ણના સરખી તેની ઉત્તમ કાંતિ છે, સુંદર કાંતિવાળા સુવર્ણનાં તેનાં વસ્ત્ર છે, સુવર્ણની કટિમેખળા દેવીએ પહેરીછે, અને સુવર્ણનાં ઉત્તમ આભૂષણ તેણે ધારણ કરેલાં છે. ૨ તેના ચાર હાથ કમળ, અંકુશ, પાશ, અને શંખ ઝાલવાથી વિરાજિત છે, ઇંદિરા, કમલા, લક્ષ્મી, શ્રી, એવાં તેનાં નામ છે. અને સુવર્ણના કમળનું તેને આસન છે. ૩ હે પાપરહિત રાજન, જે મેં તને **રક્તદંતિકા** નામે દેવી કહી હતી, તેનું સ્વરૂપ કહું તે સાંભળ. તે સર્વ ભયનું હરણ કરનારૂં છે. ૪ તેનાં વસ્ત્ર, વર્ણ, બધા શરીરનાં આભૂષણ, તીક્ષ્ણ નખ, દાંત, અને દાઢો, એ સર્વ રાતાં છે. ૫ પ્રીતિયુક્ત સ્ત્રી જેમ પોતાના પતિને ભજે છે, તેમ એ દેવી ભક્તને ભજનારી છે. પૃથ્વીના સરખી તે વિશાળ, અને મેરૂના સરખા સુંદર તેના બે સ્તન છે. ૬ તે લાંબા, વિશાળ, ઘણા સ્થૂલ, કરકરા, અતિ કાંતિવાળા, અત્યંત મનોહર, અને સર્વના આનંદરૂપ દૂધના ભંડાર છે. ૭ સર્વે મનોરથને પૂર્ણ કરનારા એ બે સ્તનનું દેવી પોતાના ભક્તોને પાન કરાવે છે. ખડ્ગ, પાત્ર, મુસલ, અને હળને તે ધારણ કરેછે. ૮ તે દેવી **રક્તચામુંડા** અને **યોગેશ્વરી**, એ નામે પ્રસિદ્ધ છે, તથા તે તમામ સ્થાવર જંગમ જગતમાં વ્યાપીને રહેલી છે. ૯ જે એ દેવીને ભક્તિએકરી પૂજેછે, તેનો પ્રતાપ સચરાચર જગતમાં ફેલાય છે. અને જે પુરૂષ આ **રક્તદંતી** દેવીના શરીરનું સ્તવન ભણે છે, ૧૦ તેની, જેમ (પતિવ્રતા) સ્ત્રી પોતાના પ્રિય સ્વામીને સેવેછે, તેમ તે દેવી સેવના કરેછે. **શાકંભરી** દેવી શ્યામ વર્ણની તથા કાળા કમળ સરખાં નેત્રવાળી છે. ૧૧ તેની નાભી ગંભીર છે તથા ત્રણ કરચલીથી તેનું સૂક્ષ્મ ઉદર શોભાયમાનછે. કરકરા, સમાન, ઊંચા, ગોળ, માંસલ, અને કઠિન તેના બે સ્તન છે. ૧૨ તેને કમળનું આસન છે, તથા એક હાથે મુઠી વાળી રાખી છે; ભમરાથકી ભરેલું કમળ; પુષ્પ, પલ્લવ, મૂળ, ફળ, આદિકથી ભરપૂર૧૩

અને અનેકપ્રકારના અભીષ્ટ અનંત રસોએ યુક્ત તથા ભૂખ, તરસ, મૃત્યુ અને જરાના ભયને હરનાર એવા શાકનો સંચય; તેમજ સ્ફુરણાયમાન કાંતિવાળું ધનુષ્ય તે દેવીએ ધારણ કરેલું છે. ૧૪ એ દેવીને **શાકંભરી, શતાક્ષી, દુર્ગા, ઉમા, ગૌરી, સતી, ચંડિકા, કાલિકા,** અને **પાર્વતી** કહે-છે. ૧૫ શાકંભરીની સ્તુતિ કરવાથી, ધ્યાન કરવાથી, જપવાથી, પૂજવાથી અને નમવાથી ખુટે નહિ તેટલું અન્નપાનાદિક અમૃત ફળ તત્કાળ પ્રાપ્ત થાય છે. ૧૬ **ભીમા** દેવીપણ શ્યામ રંગની, દાઢ અને દાંતે કરીને પ્રકાશમાન વિશાળ નેત્રવાળી, ગોળ, ઉંચા, અને માંસલ સ્તનવાળી છે. ૧૭ તેણે પોતાના હાથમાં ખડ્ગ, ડમરૂ (ડાકલું) માથું, તથા પાત્ર ધારણ કરેલાં છે; એકવીરા (બહાદૂર) તથા કાલરાત્રિ પણ તેનેજ કહેછે. એની સ્તુતિ કરવાથી તે મનોરથ પૂર્ણ કરે એવી છે. ૧૮ **ભ્રામરી** દેવી વિચિત્ર કાંતિવાળી તથા તેજના અંબારેકરી સામું જોઇ ન શકાય એવી છે એના હાથમાં વિચિત્ર ભ્રમર છે. એને '**મહામારી**' એ પ્રકારે કહેછે. ૧૯ હે પૃથ્વીપતે, જગતની માતા **ચંડિકા** દેવીની એ સર્વે મૂર્તિઓ તને કહી, એ સર્વે **કામધેનુરૂપ** કહેવાયછે ૨૦ આ પરમ રહસ્ય તારે કોઇને કહેવું નહિ, અને એ દીવ્ય મૂર્તિઓનાં વર્ણન તું સાવધાન થઇને પઠન કરજે. ૨૧ ગુપ્તમાં પણ સર્વથી ગુપ્ત આ દેવાનું મુખ્ય ધ્યાન તને કહ્યું. એ દેવીની કૃપાવડે સર્વમાં તું માન પામીશ. ૨૨

॥ देव्याध्यानं तवाख्यातं गुह्याद्गुह्यतरं महत् ॥
॥ एतस्यास्त्वं प्रसादेन सर्वमान्यो भविष्यसि ॥ २२ ॥

॥ इतिश्री मूर्ति रहस्यं संपूर्णम्. ॥



## ગીતા અને ચંડીની એકતા વિષે સંદેહાલંકાર.

### कवित.

દૈત્ય શુંભ નિશુંભ કે દુર્યોધન દુઃશાસન—
સામે અંબિકા કે આ અર્જુનની આકૃતી છે,
રણછોડ મંત્રભેદે શ્લોક સંખ્યા એની સમ—
સુખ પારલૌકિક ઐહિક તે આપતી છે;
કહું કુરૂક્ષેત્ર કે આ હદ હિમાચળ સ્થળ—
જેના મહિમાની મહિમાં ગહન ગતી છે,
નંદનંદિની કે નંદનંદનની વાણી વંધ,
શ્રીગીતા પુનીતા કે આ સતી સમશતી છે.

---

## नीचे लखेलां गुजराती कविताना तथा भाषांतरोनां पुस्तको रोकडी किंमते अमारि पासेथी मळशे.

| | કિંમત. | ટપાલ. |
|---|---|---|
| માર્કંડેયપુરાણ ( ટુંકમુદતમાં છપાઈ રહેશે. )... .. ... | ૫-૦-૦ | ૦-૪-૦ |
| પ્રાકૃત એકાદશી ( જુદા જુદા રાગમાં )........... | ૧-૮-૦ | ૦-૧-૬ |
| કાવ્યસુધા. ( કવિતામાં નીતિજ્ઞાન આખ્યાનો. ) ..... | ૧-૦-૦ | ૦-૧-૬ |
| અદ્વૈત બોધશતક ( કવિતામાં વેદાંત વિષય )... ...... | ૦-૩-૦ | ૦-૦-૬ |
| આશૌચ નિર્ણય ભાષાંતર (જન્મમરણ સૂતક શ્લોક સાથે) | ૦-૪-૦ | ૦-૦-૬ |

પુરાણાર્થપ્રકાશ (માસિક ચોપાનીઉં) લવાજમ પ્રતિવર્ષ ટપાલ શિવાએ. ૨-૮-૦

ઉપરના પુસ્તકો શિવાય અત્રે બાજે ઠેકાણે મળતાં પુસ્તકો જોઈતાં હશે તો તે નાણાં આવ્યે માત્ર અમારા ગ્રાહકોને માટેજ તરદી લેવાગાં આવશે. આ બાબતના જવાબની જરૂર હોય તો ટિકીટ મોકલવી.

**રણછોડલાલ ગલુરામ કવિ.**

પુરાણાર્થપ્રકાશતંત્રી.

મુંબઈ મહારાજનો ભોઈવાડો ઘર નંબર. ૫૪